દરેક કુટુંબમાં અવશ્ય સંગ્રહ
કરવા યોગ્ય

માહાત્મા શ્રી વ્યાસના પુત્ર શુકદેવજીકૃત

# શ્રી જાતકાલંકાર.

મૂળ સહિત ગુજરાતીમાં

જન્મ પત્રીકા ઉપરથી જીંદગીના
ભવિષ્ય જોવાનું પુસ્તક

છપાવી પ્રસિદ્ધ કરનાર

ઠા. વશનજી પરમાણંદ ચાહેવાળા

મુંબઈ,
ફ્રોટ પ્રીંટીંગ પ્રેસ.
સંવત ૧૯૪૬—સને ૧૮૯૦.
કીંમત રૂપીઓ એક.

# अर्पण पत्रीका.

મેહેરબાન

જ્યોતિષીઓ, તેમજ જ્યોતિષ સાસ્ત્રને ખરૂં માનનારાઓ તથા તે જાણવાની ઉત્કંઠા ધરાવનારાઓને આ લઘુ પણ ફળાદીશમાં શ્રેષ્ટ એવું જાતકશાસ્ત્ર કે જેને જ્યોતિષીઓએ અલંકારની ઉપમા આપી જાતકાલંકાર કહે છે તે તમનેજ અર્પણ કરૂં છું.

મુમ્બઈ,
તા૦ ૧ જાનેવારી } વ. પ. પ્રસિદ્ધ કર્તા
૧૮૯૦.

# પ્રસ્તાવના.



અસલના વખતમાં આ ગ્રંથ કોણે બનાવેલ છે તે વિષેની સંપૂર્ણ હકીકત આ પુસ્તકના સાતમા અધ્યાયમાં જણાવેલ છે તેથી હવે અહીંઆ જણાવવાની કશી જરૂર રહી નથી.

જન્મ પત્રીકા ઉપરથી માણસની જીંદગીના ભવિષ્ય જાણવા માટે સંસ્કૃત ભાષામાં **જાતકશાસ્ત્ર**ના એટલે ફલાદીશ બાબતના અનેક ગ્રંથોની યોજના થયેલ છે અને વળી તે કવિતાબંધ હોવાથી વિદ્વાન પંડીતો શિવાય બીજો કોઇ પણ ભવિષ્ય ફળ કેહેવાને અધિકારી થઇ શકતો નથી કેમકે તે શિવાય બીજાથી જાણી શકાય તેમ નથી તે છતાં તે જાણવાની ઘણા માણસોને અભિલાષા હોય છે પરંતુ સંસ્કૃત ભાષા તથા તેનો મર્મ જાણનારા હાલનો દેશકાળ જોતાં ઘણા જુજ જોવામાં આવે છે તેમજ આ જ્યોતિષ વિદ્યા ઉપર ઘણા માણસોની આસ્તા પણ જુજ જોવામાં આવે છે. તેને લીધે જ્યોતિષ-

રૂપી અમુલ્ય ઝવેરાત અંધારાના એક ખુણે ઘણાની અંજાણમાં પડી રહેલ છે તો તેને ઉજાશમાં લાવી ખરી કીમત કરાવવા માટે તેના ગ્રાહક ઝવેરીઓ પાસે મુકતાં ઘણી મેહેનત તથા પૈસાનો ભોગ આપવો પડે છે માટે શુભ ગૃહસ્થોએ તે ઉપર ધ્યાન રાખી યોગ્ય આશ્ર આપવો જોઇએ.

હાલના દેશ કાળને અનુસરતો ફળાદીશ જાણવા માટે આ **જાતકાલંકાર** ઘણો ચમત્કારીક તેમજ ઘણા જ્યોતિષીઓએ પસંદ કરેલો છે કેમકે **જાતક** સાસ્ત્રના અનેક ગ્રંથોની યોજના સંસ્કૃત ભાષામા થયેલ છે તેમા આ **જાતકાલંકાર** કે જેનું જ્યોતિષીઓએ **જાતકનુ ભુષણ**, એટલે **અલંકાર** એવી ઉપમાં આપી **જાતકાલંકાર** કહે છે. આ ગ્રંથ ઘણો અઘરો અને સાસ્ત્રીય વિષયથી ભરપુર અને વળી તે સંસ્કૃતમા હોવાથી તેને ગુજરાતી ભાષામાં સેહલથી સમજી સકાય એવી ઇબારતમાં આણવા માટે ઘણા વિદ્વાન જ્યોતિષીઓનો અનુમત લેતા ગ્રંથ બાહેર પાડવામાં મારા ધારવા કરતાં વીલંબ થયો છે તો તે વિષેની હું મારા શુભ ગ્રાહકો પાશે ક્ષમા માગુ છું.

આ ગ્રંથ ફલાદીશ સંબંધીનો હોવાથી ગણીત વિષય દાખલ કરેલ નથી કેમકે તે સમજવું ઘણું કઠણ પડે છે તેમ જન્મ પત્રીકામા જે જે ગ્રહો માંડેલા હોય છે તે ગણિત કરયા શીવાય મંડાતા નથી એટલે આ પુસ્તકમા ગણીત દાખલ કરવું એ એક જાતનું ગોટાળા જેવું જણાય.

આ ગ્રંથના સાત અધ્યાય કરેલા છે તેમાં પેહલા અધ્યાયમા બારે ભુવનના જુદા જુદા નામો કેંદ્રાદિક સ્થાનકોના નામ, ગ્રહોની પરસ્પર દૃષ્ટી તેમજ ગ્રહો એક બીજાના મીત્ર, સમ, શત્રુના ભાવ ગ્રહોની દૃષ્ટિના પ્રકાર રાશિના સ્વામી વીગેરની સમજ બીજા અધ્યાયમાં બારે ભુવનના જુદા જુદા ફળો ગ્રહોના યોગથી જણાવેલા છે બાકીના ત્રીજા, ચોથા, પાંચમાં, છઠ્ઠા. અને શાતમા અધ્યાયમાં દળાદીશનું સંપૂર્ણ વિવેચન ઘણીજ શરળ રીતે દર્શાવ્યું છે જેથી સાધારણ ગુજરાતી જાણનાઓને પણ સમજવું શેહલ થઈ પડશે તે શીવાય જુદા જુદા યોગો જેવાકે **અન્ય યોગ, આયુર્દા યોગ, ચિંતા યોગ, અંધ યોગ, સંતતી યોગ, વિષ કન્યા યોગ, વિષ કન્યા ભંગ યોગ. કૂષ્ટ યોગ** વીગરે બાબતોનો

સંપૂર્ણ સમાવેશ કરવાથી ફળાદેશને લગતી કોઇ પણ બાબત જેમ દર્પણમાં પોતાનું પ્રતીબીંબ સ્પષ્ટ જણાય આવે છે તેવીજ રીતે આ જાતકાલંકારમાં જોવાથી માણસની જીંદગીના ભવિષ્યના સારા નરશા ફળો સ્પષ્ટ જણાય આવે છે માટે જ્યોતિષ વિદ્યાને ખરી જાણનારા ગૃહસ્થોએ પોતાનું ભવિષ્ય જાણવા માટે મજબુત સાધન તરીકે આ જાતકાલંકારનો સ્વીકાર કરવો.

આ ગ્રંથનું ભાષાતર કરવામાં જોષી જીવરામ વિ. નાગજી તથા જોષી નિત્યરામ વિ. કાશીરામે ઘણી ઉંચી પ્રકારની ગોઠવણ કરી જણાય છે તે છતાં કોઇ ઠેકાંણે કાંઈ દોષ જણાય તો તે શજ્જન ગ્રહસ્થોએ સુધારી વાંચવું તેમજ તે વિષેની અમોને શુચના કરવાથી મોટો આભાર માનીશું.

ફળાદીશ સંબંધીની કેટલીક જાણવા જેવી બાબતો બીજા ગ્રંથમાંથી લઇને આ ગ્રંથમાં પરિશિષ્ટ રૂપે દાખલ કરી છે. તેમજ પ્રારબ્ધ વીષે પંડીત વરાહમીયરનો સિધ્ધાંત પણ ઉપયોગી થઇ પડવાને લીધે દાખલ કરેલ છે.

(પ્રશીદ્ધ કર્તા.)

# જાતકાલંકારની અનુક્રમણિકા.

અધ્યાય ત્રીજો.



અધ્યાય ચોથો.



અધ્યાય પાંચમો.



અધ્યાય છઠ્ઠો.



અધ્યાય ૭ મો.

## કઠણ સબ્દની સમજની અનુક્રમણીકા.

## પરિશિષ્ટ.

# જન્મ કુંડળિમાં બારે ભુવના જુદા જુદા ફળો નીચે પ્રમાણે આવે છે તે તે ભુવનોમાં જોવા.

**૧ ભુવનમાં**—પોતાનું શરિર રોગી છે કે નીરોગી છે તે જોવાની સમજ.

**૨ ભુવનમાં**—પોતાના કર્મમાં લક્ષ્મી છે કે નહી, તથા પોતાની આંખ જોવાની સમજ.

**૩ ભુવનમાં**—ભાઈઓનું સુખ કેટલું છે અને તે કેટલામે વરસે મલે તે જોવાની સમજ.

**૪ ભુવનમાં**—વાહન એટલે ગાય, ભેસ, હાથી ઘોડા વીગરેનું સુખ ઈજત, અમદારી, અકસ્માત લાભ, વીગરે જોવાની સમજ.

**૫ ભુવનમાં**—વિદ્યા મોડી વેહલી આવવાના કારણો મુર્ખ, વિદ્દવાન મુંગો, સંતાનનું સુખ, છોકરા કેટલા અને છોકરીઓ કેટલી તથા તે પરણ્યા પછી કેટલા વરસે થાય, સંતાન નહી થવાના કારણો તથા તેના ઉપાયો.

**૬ ભુવનમાં**—શરીરને વિષે કાંઇ પણ ખોટ કઇ જગ્યે થવી જોઇએ, શત્રુની બીક અને તેનો નાશ કેવી રીતે થાય તે જોવાની સમજ.

**૭ ભુવનમાં**—સ્ત્રી કેટલી, અને કેટલામે વરસે થાય અને પરણ્યા પછી કેટલા વરસે ગર્ભ ધારણ કરે, મીત્રોનું સુખ વિગરે જોવાની સમજ.

**૮ ભુવનમાં**—આયુશ કેટલી, તથા આફત માંથી જાય કેવા રીતે મળે તે જોવાની સમજ.

**૯ ભુવનમાં**—રાજ્યમાન, ધર્મષ્ટ અથવા પાપીષ્ટ થવાના લક્ષણો પોતાના નસીબનો ઉદ્ય દેશમા થાય કે પરદેશમાં તે જોવાની સમજ.

**૧૦ ભુવનમાં**—સુખ કેવી પ્રકારનું અને તે કેટલા વરસ ભોગવાય ધંધારોજગારમાં લાભ કેવી રીતે છે તે જોવાની સમજ.

**૧૧ ભુવનમાં**—ખરૂ આયુશ કેટલા વરશનું છે અને દરેક કામમાં લાભ થાય કે નહી તે જોવાની સમજ.

**૧૨ ભુવનમાં**—ખર્ચ, તીર્થ, જાત્રા લોભીષ્ટ ઇત્યાદી જોવાની સમજ.

---

श्री

# जातकालंकार.

---

## अध्याय १ लो.

---

### मंगळाचरण.

शार्दूलविक्रीडित.

सानंदं प्रणिपत्य सिद्धिसदनं लंबोदरं भारतीं सूर्यादिग्रहमंडलं निजगुरुं भक्त्या हृदब्जे स्थितं । येषामंघ्रिसरोरुहस्मरणतो नानाविधाः सिद्धयः सिद्धिं यांति लघु प्रयांति विलयं प्रत्यूहशैलव्रजाः ॥ १ ॥

यत्पूर्वं परमं शुकास्यगलितं सज्जातकं फक्किका रूपं गूढतमं तदेव विशदं कुर्वे गणेशोऽस्म्यहं । दैवज्ञः सुतरां यशःसुखमतिः श्रीहर्षदं स्रग्धरा वृत्तैश्चारु नृणां शुभायनपदं श्रीमच्छिवानुज्ञया ॥ २ ॥

અર્થ—જેના ચરણ કમળનાં સ્મરણ કર્યેથી અનેક પ્રકારનાં કાર્ય સિદ્ધ થાય છે તથા વિઘ્નરૂપિ પર્વતો નાશ પામે છે; વળી જેનું સુકોમળ અંગ છે, એવા મારા હૃદયમાં નિવાસ કરી રહેલા બ્રહ્માનંદમય ભગવાન વિષ્ણુ, ગણપતિ, સરસ્વતી, સૂર્યાદિ નવ ગ્રહ મંડળ અને પોતાના ગુરુ શિવ, એ સર્વને ભક્તિપૂર્વક નમસ્કાર

કરી, પ્રાચીન કાળમાં મહાત્મા શુકદેવ-જીએ અત્યંત ઉત્તમ એવો "જાતકાલંકાર" નામનો ગ્રંથ માણસોને ઉપયોગીપણે સર્વ જ્યોતિષનો સારાંશરૂપિ જે અલંકાર છે, તેને ગણેશ કવિએ પોતાના ગુરુ શંકર પરમાત્માની આજ્ઞાથી સ્રગ્ધરા વૃત્તમાં સ્પષ્ટ કરેલો છે.

भूयांसः संति भूमौ निजपरमधिया शालिनः काव्यगुंफे संख्यावंतस्तथापि प्रचुरपरगुणा नंदलीलां भजंते। चंचद्भाभी र्यपश्चाविबुधविटपिनां जन्मसंप्राप्ति नूनं मर्यादां न स्वकीयां सृजति किल महान् रत्नधामा सरस्वान् ॥ २ ॥

**અર્થ**—આ ભૂમંડળ ઉપર કવિતા કરે એવા અનેક પરમ કુશળ વિદ્વાનો છે ? પરંતુ તે બીજાઓના ગુણ જોઈ સંતુષ્ટ થાય છે. જેમ કલ્પવૃક્ષ, લક્ષ્મી, અમૃત અને રંભા, તેનો પિતા એવો જે સમુદ્ર, તે ચન્દ્રમાથી આનંદ જોઈ વૃદ્ધિને પામતો નથી, તેમ વિદ્વાન જો પારકા ગુણની અપેક્ષા ન કરે તો તે સંતુષ્ટ થાય છે.

**મંગળાચરણ સમાપ્ત.**



## તન્વાદિ (શરીરાદિ) બાર ભુવન (ઘર) નાં નામ.

### શાર્દૂલવિક્રીડિત.

देहं द्रव्य पराक्रमौ सुखसुतौ शत्रुः कलत्रं
मृतिर्भाग्यं राज्यपदं क्रमेण गदिता लाभ-
व्ययौ लग्नतः । भावा द्वादश तत्र सौख्य-
शरणं देहं मतं देहिनां तस्मादेव शुभाशुभा-
ख्यफलजः कार्यो बुधैर्निर्णयः ॥ ४ ॥

અર્થ—દેહ એ પહેલું ભુવન, દ્રવ્ય એ બીજું ભુવન, પરાક્રમ એ ત્રીજું ભુવન, સુખ એ ચોથું ભુવન, સુત એ પાંચમું ભુવન, શત્રુ એ છઠ્ઠું ભુવન, કલત્ર એ સાતમું ભુવન, મૃતિ એ આઠમું ભુ-

વન, ભાગ્ય એ નવમું ભુવન, રાજપદ એ દશમું ભુવન, લાભ એ અગિયારમું ભુવન અને વ્યય એ બારમું ભુવન સમજવું. એ બાર ભુવનનાં નામ લગ્ન*સ્થાનથી અનુક્રમે જાણવાં. (આમાં લગ્નની અંદર પહેલું ભુવન દેહ ભુવનજ હોય છે, પણ લગ્ન ગમે તે હોય છે.) માણસનાં શરીર રોગી છે કે નિરોગી, તે વિષે દેહ ભુવનમાં જોવાય છે. બારે ભુવનનાં ભવિષ્યનાં ફળો આપેલાં છે, તેનો પાછળ કહ્યા પ્રમાણે બુદ્ધિવાળા પુરુષોએ નિર્ણય કરવો.

* લગ્ન—મેષથી મીન સૂધીની બારે રાશિને લગ્ન કહે છે.

## બાર ભુવન (ઘર)નાં સંજ્ઞાદિક નામ.

लग्नं मूर्तिस्तथांगं तनुरुदयवपुः कल्पमाद्यं ततः स्वं कोशार्थाख्यं कुटुंबंधनमथ सहजं भ्रातृदुश्चिक्यसंज्ञं । अंबा पातालतुर्यं हिबुकगृहसुहृद्वाहनं यानसंज्ञं बंध्वाख्यं चांबु नीरं जलमथ तनयं बुद्धिविद्यात्मजाख्यं ॥ ८ ॥ वाक्स्थानं पंचमं स्यात्तनुजमथ रिपु द्वेषवैरिक्षताख्यं षष्ठं जामित्रमस्तं स्मरमदनमदद्यूनकामाभिधानम् । रंध्रायुश्छिद्रयाम्यं निधनलयपदं चाष्टमं मृत्युरन्यद्गुर्वाख्यं धर्मसंज्ञं नवममिह शुभं स्यात्तपोमार्गसंज्ञम् ॥ ९ ॥ ताताज्ञामानकर्मास्पदगगननभोव्योममेषूरणाख्यं मध्यं व्यापारमूर्चुर्द-

शममथ भवं चागमं प्राप्तिमायम् । इत्थं प्राप्त्यांतिमाख्यं मुनय इह ततो द्वादशं रिष्फमाहुर्ग्राह्यं बुध्वा प्रवीणैर्यदधिकममुतः संज्ञया तस्य तच्च ॥ ७ ॥

અર્થ—પહેલા ભુવનનાં નામઃ—લગ્ન, મૂર્તિ, અંગ, તનુ, ઉદય, વપુ, કલ્પ અને આદ્ય.

બીજા ભુવનનાં નામઃ—સ્વ, કોષ, અર્થ, કુટુંબ અને ધન.

ત્રીજા ભુવનનાં નામઃ—સહજ ભ્રાતૃ અને દુશ્ચિક્ય.

ચોથા ભુવનનાં નામઃ—અંબા, પાતાલ, તુર્ય, હીબુક, ગૃહ, સુહૃદ, વાહન, યાન, બંધુ, અંબુ, નીર અને જલ.

**પાંચમા ભુવનનાં નામઃ**—તનય, બુદ્ધિ, વિદ્યા, આત્મજ, વાક્સ્થાન અને તનુજ.

**છઠ્ઠા ભુવનનાં નામઃ**—રિપુ, દ્વેષ, વૈરી અને ક્ષત.

**સાતમા ભુવનનાં નામઃ**—જામિત્ર, અસ્ત, સ્મર, મદન, મદ, દ્યૂત અને કામ.

**આઠમા ભુવનનાં નામઃ**—રંધ્ર, આયુ, છિદ્ર, યામ્ય, નિધન, લય અને મૃત્યુ.

**નવમા ભુવનનાં નામઃ**—ગુરુ, ધર્મ, શુભ, તપ અને માર્ગ.

**દશમા ભુવનનાં નામ**—તાત, આજ્ઞા, માન, કર્મ, આસ્પદ, ગમન, નભ, વ્યોમ, મેષુરણ, મધ્ય અને વ્યાપાર.

અગિયારમા ભુવનનાં નામઃ—ભવ, આગમ, પ્રાપ્તિ અને આપ.

બારમા ભુવનનાં નામઃ—પ્રાંત્ય, અંતિમ અને રિઃફ.

## કેન્દ્રાદિક ભુવનોની સંજ્ઞા.

आद्यं तुर्यं कलत्रं दशममिह बुधैः केंद्रमुक्तं त्रिकोणं पुत्रं धर्माख्यमुक्तं पणफरमुदितं मृत्युलाभात्मजार्थम् । धर्मं चापोक्लिमाख्यं व्ययरिपुसहजं कंटकाख्यं हि केंद्रं चैतच्चातुष्टयं स्यात्त्रिकमिह गदितं वैरिरिष्फांतकाख्यम् ॥ ८ ॥

કેન્દ્ર કંટક અથવા ચતુષ્ટય સ્થાનકોઃ—એક, ચાર, સાત અને દશ.

ત્રિકોણ ચતુષ્ટય સ્થાનકો:—પાંચ, નવ.

પણફરચતુષ્ટય સ્થાનકો:—આઠ, અગિયાર, પાંચ અને બે.

ત્રીકચતુષ્ટય સ્થાનકો:—છ, આઠ અને બાર.

## ગ્રહો પરસ્પર મિત્ર, સમ અને શત્રુ.

चंद्रेज्यक्षितिजारवींदुतनयौ गुर्विंदुसूर्याः क्रमाच्छुक्रार्कौ रविचंद्रभूमितनया ज्ञार्कौ सितज्ञौ मताः। अर्कादेः सुहृदः समा अथ बुधः सर्वे हि शुक्रार्कजौ भौमाचार्ययमा यमः कुजगुरू पूज्यः परे वैरिणः ॥ ९ ॥

રવિના મિત્ર અને સમ:—ચંદ્ર, મંગળ અને ગુરુ.

રવિના શત્રુઃ—શુક્ર અને શનિ.

રવિના સમઃ—બુધ.

ચંદ્રના મિત્રઃ—રવિ, બુધ.

ચંદ્રના સમઃ—મંગળ, ગુરુ, શુક્ર અ-
ને શનિ.

મંગળના મિત્રઃ—રવિ, ચંદ્ર અને
ગુરુ.

મંગળના સમઃ—શુક્ર અને શનિ.

મંગળના શત્રુઃ—બુધ.

બુધના મિત્રઃ—રવિ, શુક્ર.

બુધના સમઃ—મંગળ, ગુરુ અને શનિ.

બુધના શત્રુઃ—ચંદ્રમા.

ગુરૂના મિત્રઃ—રવિ, ચન્દ્ર અને
મંગળ.

ગુરૂના સમઃ—શનિ.

ગુરૂના શત્રુઃ—બુધ, શુક્ર.
શુક્રના મિત્રઃ—બુધ, શનિ.
શુક્રના સમઃ—મંગળ, ગુરુ.
શુક્રના શત્રુઃ—રવિ, ચન્દ્ર.
શનિના મિત્રઃ—શુક્ર, બુધ.
શનિના સમઃ—ગુરુ.
શનિના શત્રુઃ—રવિ, ચંદ્ર અને મંગળ.

## ગ્રહોની દૃષ્ટિના પ્રકાર.

**तृतीयदशमे ग्रहो नवमपंचमेऽष्टांबुनी क्रमाच्चरणवृद्धितः स्मरगृहं ततः पश्यति ।**

**અર્થઃ**—જે ગ્રહ જે સ્થાને હોય, તે સ્થાનથી તે ગ્રહની ત્રીજા તથા દશમા ભુવન ઉપર એક ચરણ દૃષ્ટિ પડે. પાં-

ચમા તથા નવમા ભુવન ઉપર બે ચરણ દૃષ્ટિ પડે. ચોથા તથા આઠમા ભુવન ઉપર ત્રણ ચરણ દૃષ્ટિ પડે અને સાતમા ભુવન ઉપર સંપૂર્ણ દૃષ્ટિ પડે.

## રાશિના સ્વામી.

**कुजः सितबुधौ शशी रविबुधौ सितक्ष्मासुतौ गुरुर्यमशनी गुरुर्भवनपा इमे मेषतः ॥ १० ॥**

**અર્થ**—મેષ તથા વૃશ્ચિક રાશિનો સ્વામી મંગળ જાણવો, વૃષભ તથા તુલા રાશિનો સ્વામી શુક્ર જાણવો, મિથુન તથા કન્યા રાશિનો સ્વામી બુધ જાણવો, કર્ક રાશિનો સ્વામી ચન્દ્ર જાણવો, સિંહ

રાશિનો સ્વામી સૂર્ય જાણવો, ધન તથા મીન રાશિનો સ્વામી ગુરુ જાણવો અને મકર તથા કુંભ રાશિનો સ્વામી શનિ જાણવો.

**हृद्यैः पद्यैर्गुंफिते सूरितोषेऽलंकाराख्ये जातके मंजुलेऽस्मिन् । संज्ञाध्यायः श्री-गणेशेन वर्यैर्वृत्तैर्दिग्भिः संयुतोयं प्रणीतः ॥ ११ ॥**

**અર્થ:**—શ્રી ગણેશ કવિએ વિદ્વાનોને વાસ્તે આ સુંદર પદ્યમાં કરેલો જાતકાલંકારનો સંજ્ઞાધ્યાય દશ વૃત્ત કરી સમાપ્ત કર્યો.

**અધ્યાય ૧ લો સમાપ્ત.**

# अध्याय २ जो.

**शुकाननसरोरुहाद्गलितमत्र भूमीतले फलं परमसुंदरं सकलमाकलय्याधुना । ब्रवीमि तनुभावतः प्रवरदैववित्तोषदं यदत्र मम चापलं किमपि तत्क्षमध्वं बुधाः ॥ १ ॥**

અર્થ—મહાત્મા શ્રી શુકદેવજીએ કહેલાં ભાવનાં ફળ આ ભૂમિપર ઉપન્ન થએલા જ્યોતિષશાસ્ત્ર જાણનારાઓને અર્થે આ સુંદર તથા આનંદ આપનાર "જાતકાલંકાર" છે. આ ગ્રંથમાં આવેલા સર્વે યોગોનો વિચાર કરી તનુભાવથી અનુક્રમે બારે ભુવનનાં ફળો કહેલાં છે. પરંતુ ગ્રંથ પ્રારંભ કરતાં પહેલાં મારી નમ્ર

માગણી એટલીજ છે કે, હરકોઇ ફળો તથા યોગોમાં વાક્ય રચનાની ચૂક થઇ હોય તો વિદ્વાનોએ ક્ષમા કરવી.

## પહેલા ભુવનનાં ફળ.

देहाधीशः सपापो व्ययरिपुमृतिगश्चेत्तदा देहसौख्यं न स्याज्जंतोर्निजर्क्षे व्ययरिपुमृतिपस्तत्फलस्यैव कर्ता । मूर्तौ चेत्क्रूरखेटस्तदनु तनुपतिः स्वीयवीर्येणहीनोनानातंकाकुलः स्यात्व्रजति हि मनुजो व्याधिमाधिप्रकोपं ॥ २ ॥

અર્થ—પહેલા યોગમાં લગ્ન ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે છઠે, આઠમે અને બારમે એમાંથી એકાદે સ્થાને જો રહ્યો હોય તો તે માણસ શરીરથી પીડા ભોગવે.

બીજા યોગમાં બાર, છ અને આઠ, એ સ્થાનકોના સ્વામી પોતપોતાના સ્થાને રહ્યા હોય તો તે ઉપર કહ્યા પ્રમાણે ફળ આપે.

ત્રીજા યોગમાં લગ્ન ભુવનની અંદર પાપગ્રહ રહ્યા હોય અગર લગ્નનો સ્વામી બળહીન હોય તો તે માણસને નાનાપ્રકારનો ભય, દુઃખ વ્યાધિ અને ધાસ્તી ઉત્પન્ન થાય છે.

अंगाधीशः स्वगेहे बुधगुरुकविभिः संयुतः केंद्रगो वा स्वीये तुंगे स्वमित्रे यदि शुभभवने वीक्षितः सत्वरूपः । स्यान्नूनं पुण्यशीलः सकलजनमतः सर्वसंपन्निधानं ज्ञानं

**मंत्री च भूपः सुरुचिरनयनो मानवो मानवानाम् ॥ ३ ॥**

**અર્થ**—પહેલા યોગમાં લગ્નનો સ્વામી લગ્ને હોય.

**બીજા યોગમાં** બુધ, ગુરુ અને શુક્ર એ ગ્રહોની સાથે કેન્દ્ર સ્થાનમાં રહ્યા હોય.

**ત્રીજા યોગમાં** ઊંચ સ્થાનની અંદર હોય, કિંવા પોતાના ઘરમાં હોય, કિંવા શુભ ગ્રહના ઘરમાં હોય, કિંવા શુભ ગ્રહની તેના ઉપર દૃષ્ટિ પડતી હોય તો, ઉપર કહેલા ત્રણ યોગમાંથી જો એકાદો યોગ રહ્યા હોય તો તે માણસ પુણ્યવાન, સર્વ માણસમાં માનવંતો, પૈ-

સાવાન્, જ્ઞાની, કારભારી, સેનાપતિ અને સુંદર નેત્રવાળો થાય.

लग्ने क्रूरे थ याते खलखचरगृहं लग्ननाथे रवींदू क्रूरांतस्थानसंस्थावथ दिनपनिशानाथयोर्द्यूनयायी । भूमीपुत्रस्तु पृष्ठादुदयमधि गतश्चंद्रजश्चेन्मनस्वी स्यादंधो दुष्टकर्मा परभवनरतः पूरुषःक्षीणकायः ॥ ४ ॥

અર્થ--પહેલા યોગમાં ક્રૂર લગ્નને વિષે તથા પાપગ્રહના ઘરમાં લગ્નનો સ્વામી રહ્યા હોય.

બીજા યોગમાં રવિ, ચંદ્ર એ બે ગ્રહ જો ક્રૂર ગ્રહ મધ્યે હોય.

ત્રીજા યોગમાં સૂર્ય, ચંદ્ર એ ગ્રહથી સાતમા સ્થાનમાં મંગળ રહ્યા હોય અ-

ગર બુધ પૃષ્ટોદય રાશિમાં રહ્યો હોય તો તે માણસ આંધળો, દુષ્ટકર્મ કરવાવાળો, લોભી, પર ઘરને વિષે રહેનારો અગર પારકી સ્ત્રીને ભોગવનારો જાણવો.

## બીજા ભુવનનાં ફળો.

कोशाधीशः स्वराशौ सुरगुरुसहितः सर्व संपत्प्रदः स्यात् केंद्रे वाथ त्रिके चेद्भवति हि मनुजः क्लेशभाग् द्रव्यहीनः । स्वांशाधीशौ त्रिकस्थौ कवितनुपयुतौ स्यात्तदा नेत्रहीनश्चंद्रः पापेन युक्तो धनभवनगतः शुक्रयुङ्नेत्र हीन : ॥ ९ ॥

અર્થ--પહેલા યોગમાં ધન ભુવનનો સ્વામી ગુરુની સાથે જો ધન ભુવનેજ

અથવા કેન્દ્ર સ્થાનમાં રહ્યો હોય તો તે માણસ સર્વ સંપત્તિવાન્ થાય.

**બીજા યોગમાં** ધન ભુવનનો સ્વામી ગુરુની સાથે છઠ્ઠે, આઠમે વા બારમે એમાંથી એકાદે સ્થાનકે રહ્યો હોય તો તે માણસ ક્લેશ કરનારો અને દ્રવ્યહીન થાય.

**ત્રીજા યોગમાં** બીજા તથા બારમા ભુવનનો સ્વામી શુક્ર જો લગ્નના સ્વામીની સાથે છઠ્ઠે, આઠમે વા બારમે, એમાંથી એકાદે સ્થાનકે રહ્યો હોય તો તે માણસ આંધળો થાય.

**ચોથા યોગમાં** શુક્ર તથા પાપગ્રહની

સાથે ચન્દ્રમા ધન ભુવનમાં રહ્યો હોય,
તો તે માણસ આંધળો થાય.

शुक्रः सेंदुस्त्रिकस्थो जनुषिनिशि नरः प्राप्नुयादंधकत्वं जन्मांधः सार्कशुक्रस्तनुभवनपतिः स्याच्चदानीं मनुष्यः । एवं तातानुजांबासुतनिजगृहिणीस्थाननाथाः स्थिताश्चेदादेश्यं तत्र तेषां प्रवरमतियुतैरंधकत्वं तदानीं ॥ ६ ॥

અર્થ—પહેલા યોગમાં જન્મથી ચન્દ્રમાની સાથે શુક્ર જો છઠ્ઠે, આઠમે વા બારમે, એમાંથી એકાદે સ્થાને રહ્યો હોય તો તે માણસ રાતઅંધો થાય.

બીજા યોગમાં લગ્ન ભુવનનો સ્વામી સૂર્ય તથા શુક્રની સાથે જો છઠ્ઠે,

આઠમે વા બારમે રહ્યો હોય તો તે માણસ જન્માંધ થાય.

ત્રીજા યોગમાં દશમું પિતૃસ્થાન, ત્રીજું ભ્રાતૃસ્થાન, ચોથું માતૃસ્થાન, પાંચમું પુત્રસ્થાન અને સાતમું કલત્ર (સ્ત્રી) સ્થાન, એ સ્થાનકોના સ્વામી છઠે, આઠમે વા બારમે, એમાંથી એકાદે સ્થાનકે રહ્યા હોય તો ઉપર કહેલા પહેલા, બીજા યોગ પ્રમાણે શુક્ર અને ચન્દ્રમા તથા સૂર્ય અને શુક્ર એ ગ્રહની સાથે જે માણસને જન્મથી રહ્યા હોય તેનો બાપ, ભાઈ, મા, પુત્ર અને સ્ત્રી ઉપર કહ્યા પ્રમાણે આંધળાં થાય.

## ત્રીજા ભુવનનાં ફળ.

भ्रातृस्थाने शभौमौ व्ययरिपुनिधनस्था-
नगौ बंधुहीनः स्वक्षेत्रे सौम्यदृष्टे सहजभवनपे
मानवः स्याच्च तद्वान् । केंद्रस्थे बंधुसौख्यं
शुभविहगयुते स्याददभ्रं नराणां पापैश्चे-
दन्यथैतत्तदनु निजधिया ज्ञेयमित्थं समस्तं
॥ ७ ॥

અર્થ—પહેલા યોગમાં ત્રીજા સ્થાનકનો સ્વામી અને મંગળ એ જો છઠ્ઠે, આઠમે વા બારમે સ્થાનકે રહ્યા હોય તો તે માણસ ભાઈ વગરનો થાય.

બીજા યોગમાં ત્રીજા સ્થાનકનો સ્વામી પોતાના ઘરમાં રહ્યો હોય અને તેની

ઉપર જો શુભ ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ ભાઈવાળો થાય.

**ત્રીજા યોગમાં** ત્રીજા ભુવનનો સ્વામી શુભ ગ્રહની સાથે જો કેન્દ્ર સ્થાનમાં રહ્યો હોય તો તે માણસને ઘણા ભાઇઓનું સુખ મળે. પણ જો ત્રીજા ભુવનનો સ્વામી પાપ ગ્રહની સાથે કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય તો તેને ભાઈનું સુખ મળે નહિ. એ પ્રમાણે પોતાની બુદ્ધિએ ગ્રહોના યોગ મેળવી, વિચાર કરી, સમસ્ત ભાવનાં ફળ કહેવાં.

## ચોથા ભુવનનાં ફળ.

**पातालेशः स्वराशौ शुभखचरयुतो भाग्यनाथेन युक्तः सामंतः स्यात्तश्चेत्सुरपति-**

**गुरुणा वाहनेशस्तनुस्थः । संदृष्टो राजपूज्यस्तदनु च हिबुकाधीश्वरो लाभसंस्थो यानं पश्यन्नराणां निवहमभिमतं वाहनानां प्रदत्ते ॥ ८ ॥**

**અર્થ**—પહેલા **યોગમાં** ચોથા ભુવનનો સ્વામી શુભ ગ્રહ તથા નવમા ભુવનના સ્વામીની સાથે પોતાની રાશિમાં રહ્યો હોય તો તે માણસ સામંત (માંડલિક) થાય.

**બીજા યોગમાં** ચોથા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય ને તેના ઉપર જો ગુરુની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ રાજ્યમાન થાય.

**ત્રીજા યોગમાં** ચોથા ભુવનનો સ્વામી અગિયારમા ભુવનને વિષે રહ્યો હોય

અને જો તેના ઉપર ગુરુની દૃષ્ટિ પડતી હોય તો તેને મનની ઇચ્છા પ્રમાણે હાથી, ઘોડા આદિ વાહનોનું સુખ મળે છે.

**स्वक्षेत्रे तुर्यनाथस्तनुपतिसहितः स्याद्दकस्माद्गृहाप्तिः सौहार्दं वासुहृद्भिः स्तदितरगृहगश्चेद्गृहालभ्ययोगः । यावंतः पापखेटा धनदशमगृहप्रांत्यपैश्चेत्त्रिकस्था युक्तास्तावत्प्रमाणा ज्वलन वशगताः क्लेशदाः स्युर्गृहा नुः ॥ ९ ॥**

**અર્થ**—પહેલા યોગમાં ચોથા ભુવનનો સ્વામી લગ્ન ભુવનના સ્વામીની સાથે જો ચોથા સ્થાનેજ રહ્યો હોય તો તે માણસને અકસ્માત્ ઘરનો લાભ થાયછે.

**બીજા યોગમાં** બીજા, દશમા, સાતમા અને બારમા, એ સ્થાનોના સ્વામીની સાથે જેટલા પાપગ્રહ છઠે, આઠમે વા બારમે રહ્યા હોય તેટલાથી તેનું ઘર બળી ભસ્મ થાય અને ઘર તરફથી ક્લેશ થાય.

**यावंतो वाहनस्थाः शुभविहगदृशां गोचरा नो भवेयुस्तावंतो वा विरामाः परमगुणवतां वाहनानां नृणां स्युः । क्रूराः पश्यंति यानं व्ययनिधनगताश्चेत्तदा तद्वदेव प्राज्ञै रादेश्यमेषां खलु शुभकरणं शांतिकं वाहनानां ॥ १० ॥**

**અર્થ—પહેલા યોગમાં** ચોથા સ્થાનમાં જે પાપગ્રહ રહ્યા હોય અને તેના

ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન પડતી હોય તો જેટલા પાપગ્રહ રહ્યા હોય તેટલા ગુણકારી ઘોડા, બળદ વગેરે વાહન તે માણસનાં નાશ પામે.

**બીજા યોગમાં** બારમા તથા આઠમા સ્થાનમાં જેટલા પાપગ્રહ રહ્યા હોય અને તે પાપગ્રહની ચોથા ભુવન ઉપર દૃષ્ટિ પડતી હોય તો જેટલા પાપગ્રહની દૃષ્ટિ પડે તેટલાં વાહન નાશ પામે, માટે જે ગ્રહની દૃષ્ટિ પડતી હોય તેની શાન્તિ કરાવવી.

## પાંચમા ભુવનનાં ફળ.

**विद्यास्थानाधिपो वा बुधगुरुसहितश्चेत्त्रिके वर्तमानो विद्याहीनो नरः स्यादथ नवमनि-**

जक्षेत्रकेंद्रेषुतद्वान् । बालत्वं वृद्धता वा यदि गगनसदां जन्मकाले तदा स्यात्मज्ञामांद्यं नराणामथयदि विहगः स्वर्क्षगो दोषहृत्स्यात् ॥ ११ ॥

અર્થ—પહેલા યોગમાં પાંચમા સ્થાનનો સ્વામી એકલો અગર બુધ, ગુરૂની સાથે આઠમે, છઠ્ઠે તથા બારમે, એમાંથી એકાદે સ્થાનકે જો રહ્યો હોય તો તે માણસ મૂર્ખ થાય.

બીજા યોગમાં પાંચમા ભુવનનો સ્વામી જો પાંચમા, નવમા કિંવા કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય તો તે માણસ વિદ્વાન્ થાય.

ત્રીજા યોગમાં ઉપર કહેલા ગ્રહ જો બાલ્યાવસ્થામાં વા વૃદ્ધાવસ્થામાં રહ્યા હોય તો તે માણસ બુદ્ધિહીન થાય પરંતુ તે ગ્રહ જો પોતાના સ્થાનકે રહ્યા હોય તો તે વધારે બુદ્ધિવાળો થાય.

वाक्स्थानेशो गुरुर्वा व्ययरिपुविलयस्था-नगो वाग्विहीनश्चैवं पित्रादिकानां पतय इह युता मूकता स्याच्च ताभ्यांम् । वागी-शात्पंचमेशस्त्रिकभवनगतः पुत्रधर्मांगनाथा रंध्रे द्वेष्यांतिमस्था यदि जनुषि नृणामात्म-जानामभावः ॥ १२ ॥

અર્થ—પહેલા યોગમાં પાંચમા સ્થાનનો સ્વામી વા ગુરુ બારમે, છઠ્ઠે વા

આઠમે સ્થાને રહ્યો હોય તો તે માણસ મૂંગો થાય.

બીજા યોગમાં તેમજ પિત્રાદિ* ભુવનનો સ્વામી પાંચમા ભુવનના સ્વામીની સાથે અગર ગુરુની સાથે જો છઠે, આઠમે વા બારમે રહ્યો હોય તો તેના પિત્રાદિક મૂંગા થાય.

ત્રીજા યોગમાં જન્મથી ગુરુ જે રાશિમાં રહ્યો હોય તે રાશિથી પાંચમા ભુવનનો સ્વામી છઠે, આઠમે વા અગિયારમે સ્થાનકે જે માણસને રહ્યો હોય

* બાપ, મા, ભાઈ, સ્ત્રી અને પુત્ર, એ ભુવનના સ્વામી, શુભગ્રહની મહાદશા તથા અંતરદશાનાં બલાબલ જોઇ વખત કહેવો.

તેને—પાંચમા, પહેલા તથા નવમા ભુવનનો સ્વામી લગ્ન ભુવનથી છઠ્ઠે, આઠમે, વા બારમે જેને રહ્યો હોય તેને પુત્ર થાય નહિ.

किंचित्कालं विलंबः शुभखगसहिताऽस्ते थ कर्के सुतर्क्षे चंद्रे कन्यामजावान्भमितनयवांश्चाथ देवेंद्रपूज्यात् । क्रूरश्चेत्पंचमस्थः सुतभवनगतः स्यात्तदापत्यहीनश्छायापुत्रः स्वगेहाद्यदि भवति सुते सूनुरेकस्तदानीम् ॥ १२ ॥

અર્થ—પહેલા યોગમાં પાંચમા, નવમા અગર પહેલા ભુવનનો સ્વામી શુભ ગ્રહની સાથે રહ્યો હોય તો સંતાન થવાને વખત લાગે.

બીજા યોગમાં કર્ક રાશિએ પાંચમું સ્થાન હોય તથા તેમાં ચન્દ્રમા રહ્યો હોય તો તેને ઘરે કન્યા અવતરે અથવા રાશિના અંશ પ્રમાણે પુત્ર થાય.

ત્રીજા યોગમાં ગુરૂથી પાંચમા સ્થાનમાં જે પાપગ્રહ રહ્યા હોય અને ગુરૂ પાંચમા સ્થાનમાં રહ્યો હોય તો તેને સંતાન થાય નહિ.

ચોથા યોગમાં પોતાની રાશિથી શનિ પાંચમા સ્થાનમાં રહ્યો હોય તો એક છોકરો થાય.

**कुंभे चेत्पंच पुत्रास्तदनु च मकरे नंदने-प्यात्मजाः स्युस्तिस्रो भौमः सुतानां त्रितय-**

**मथ सुतादायको रौहिणेयः । इत्थं काव्यः शशांको जनुषि च गुरुणा केवलेनैव पुत्राः पंच स्युः केतुराह्वोः क्रियवृषभवने कर्कटे नो विलंबः ॥ १४ ॥**

**અર્થ—પહેલા યોગમાં** જન્મથી કુંભ-રાશિએ પાંચમું સ્થાન હોય અને તેમાં શનિ રહ્યો હોય તો પાંચ પુત્ર થાય. મકર રાશિએ પાંચમું સ્થાન હોય, ને તેમાં જો શનિ અગર મંગળ રહ્યો હોય તો ત્રણ પુત્ર થાય.

**બીજા યોગમાં** પાંચમા સ્થાને બુધ, શુક્ર, અગર ચન્દ્રમા રહ્યા હોય તો પુત્રી અવતરે અને જો ગુરુ એકલો રહ્યો હોય તો પાંચ પુત્ર થાય.

ત્રીજા યોગમાં મેષ, વૃષભ અને કર્ક, એમાંથી એકાદી રાશિ જો પાંચમે સ્થાને હોય અને તેમાં રાહુ અગર કેતુ રહ્યો હોય તો સંતાન થવાને વિલંબ લાગે નહિ.

## સંતાન થવાને કેટલાં વર્ષને વખત લાગે? તેનો ખુલાસો.

पापो वा वासवेज्यः सुखभवनगतः पंचमे वाष्टमे वा शीतांशुः संततेः स्यात्खगुणमितसमातुल्य एव प्रबंधः। यावंतः पापखेटास्तनयगृहगताः सौम्यदृष्ट्या वियुक्तास्तावद्वर्षप्रमाणो नियतमिह भवेत्संततेर्वा विलंबः ॥ १९ ॥

**અર્થ**--પહેલા યોગમાં પાપગ્રહ અથવા ગુરુ ચોથા ભુવનમાં અને ચન્દ્રમા પાંચમા તથા આઠમા સ્થાનમાં જો રહ્યો હોય તો ૩૦ વર્ષ પછી સંતાન થવાને વખત લાગે.

**બીજા યોગમાં** જો શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો જેટલા પાપગ્રહ પાંચમા સ્થાનમાં હોય તેટલાં વર્ષ લગ્ન થયા પછી સંતાન થવાને વખત લાગે.

## સંતાન થવાના ઉપાયો.

**तस्मात्पित्र्यधर्ममूला तदनु बुधकवी शंकरस्याभिषेकाच्चंद्रश्चेत्तद्वदेव त्रिदिवपतिगुरुमंत्रयंत्रौषधीनाम् । सिद्ध्या मंदारसूर्यौ यदि शिखितमसी तत्र वंशेशपूजा कार्या स्नायो-**

**क्तरीसा बुधगुरुनवपाः क्षिप्रमेवात्र सिद्धिः ॥ १६ ॥**

**અર્થ—પહેલા યોગમાં** સંતાન ન થાય તો શ્રુતિ, સ્મૃતિ, પુરાણાદિ શ્રવણ કરવાં તથા ધર્મ કરવું એજ મૂળ કારણ છે. સંતાનના યોગમાં સૂર્યનું વ્રત કરવું, સાતમ કરવી, શિવની પૂજા કરાવવી, ગોપાલ મંત્રના જપ કરાવવા તથા હરિવંશની કથા સાંભળવી, ઈત્યાદિ ઉપાયો કરવા.

**બીજા યોગમાં** બુધ, શુક્ર અને ચન્દ્રમા એ ત્રણે જો સંતાન યોગમાં નડતા હોય તો શંકરને રૂદ્રીનો અભિષેક કરાવવો. જો ગુરુ નડતો હોય તો મંત્ર, યંત્ર તથા ઔષધોપચાર કરવો અને જો શનિ, મંગળ, સૂર્ય

રાહુ વા કેતુ, એ જો નડતા હોય તો કુળદેવતાની પૂજા કરાવવી.

ત્રીજા યોગમાં બુધ, ગુરુ અને નવમા ભુવનનો સ્વામી, એ જો નડતા હોય તો દેવીનું અનુષ્ઠાન કરવાથી સંતાન થાય.

## છઠ્ઠા ભુવનનાં ફળ.

षष्ठेशे पापयुक्ते तनुनिधनगते नुः शरीरे व्रणाः स्युश्चादेश्यं तज्जनित्री जनकसुतवधूबंधुमित्रादिकानाम् । इत्थं तत्स्थानगामी शिरसि दिनमणिश्चानने शीतभानुः कंठे भूमीतनुजो हृदि शशितनयो वाक्पतिर्नाभिमूले ॥ १७ ॥

અર્થ—પહેલા યોગમાં છઠ્ઠા ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે લગ્નમાં અથવા

આઠમે સ્થાને રહ્યો હોય તો તે માણસના શરીરને વિષે ખોડ (ખામી)ની નિશાનીઓ થાય.

**બીજા યોગમાં** છઠ્ઠા ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે લગ્નમાં અગર આઠમે સ્થાનકે રહ્યો હોય તો જન્મથી મા, બાપ, સ્ત્રી, ભાઇ, પુત્ર અને મિત્રાદિ પ્રાપ્ત થયાની નિશાનીઓ થાય.

**ત્રીજા યોગમાં** જો સૂર્ય પાપગ્રહની સાથે લગ્નમાં અગર આઠમે સ્થાને રહ્યો હોય તો માથા ઉપર નિશાનીઓ થાય, ચન્દ્રમા રહ્યો હોય તો મોઢા ઉપર નિશાનીઓ થાય, મંગળ રહ્યો હોય તો કંઠ ઉપર નિશા-

નીઓ થાય, બુધ રહ્યો હોય તો છાતી ઉપર નિશાનીઓ થાય અને ગુરુ રહ્યો હોય તો નાભી ઉપર નિશાનીઓ થાય.

**नेत्रे पृष्ठे च शुक्रो दिनकर तनयः स्यात्पदे चाधरे चेत्केतुर्वासैंहिकेयस्तदनु तनुपतिर्भौमवित्क्षेत्रसंस्थः। आभ्यामालोकितः सन्भवति हि कतिचित्स्थानगो वा तदानीं नेत्रे रोगी नरः स्यात्प्रवरमतियुतै र्होरिकैर्ज्ञेयमेवम् ॥ १८ ॥**

અર્થ—પહેલા યોગમાં લગ્ને અગર આઠમે સ્થાનકે પાપગ્રહની સાથે શુક્ર રહ્યો હોય તો આંખ ઉપર નિશાની થાય, શનિ રહ્યો હોય તો પગ ઉપર નિશાની થાય, રાહુ,

કેતુ રહ્યા હોય તો ઉપલા તથા નિચલા હોઠ ઉપર નિશાનીઓ થાય.

બીજા યોગમાં લગ્નનો સ્વામી, મંગળ તથા બુધના ઘરમાં રહ્યો હોય અગર બીજે સ્થાનકે રહ્યો હોય અને મંગળ, બુધની તેના ઉપર દૃષ્ટિ પડતો હોય તો આંખમાં રોગ થાય.

### અન્યયોગ.

षष्ठेशे लग्नयाते भवति हि मनुजो वैरिहंता धनस्थे पुत्रात्तार्थोऽतिदुष्टः सहजभवनगे ग्रामदुःखाकरः स्यात् । नाभिस्थाने च रोगी तनुनिधनपति शत्रुभावस्थितौ ना नेत्रे वामेतरे स्यादसुरकुलगुरुः सूर्यजस्त्वंघ्रिरोगी ॥ १९ ॥

**અર્થ—પહેલા યોગમાં** છઠ્ઠા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય તો તે માણસ પોતાના શત્રુનો નાશ કરનારો થાય. અને જો ધનભુવને રહ્યો હોય તો તે માણસોનું દ્રવ્ય તથા પુત્રનું હરણ કરવાવાળો થાય અને પાપયુક્ત બુદ્ધિવાળો થાય; અથવા ત્રીજે સ્થાનકે રહ્યો હોય તો નાભિને વિષે પીડા કરનારો થાય અને તેને નાભિ ઉપર રોગ થાય.

**બીજા યોગમાં** લગ્નનો સ્વામી તથા આઠમા ભુવનનો સ્વામી છઠ્ઠે સ્થાનકે રહ્યા હોય તો ડાબી આંખે રોગ થાય, જો શુક્ર છઠ્ઠે સ્થાને રહ્યો હોય તો જમણી આંખે રોગ થાય, અને જો શનિ છઠ્ઠે સ્થાનકે રહ્યો હોય તો પગે રોગ થાય.

दंते दंतच्छदे वा कुमुदपतिरिपुः संस्थितः षष्ठभावे केतुर्वा लग्ननाथः कुजबुधभवने संस्थितः क्वापि दृष्टः । स्वेन प्रत्यार्थिना वा भवति जनुषि चेदासनार्धे सरो गस्तौ भूमी सूर्यपुत्रौ यदि रिपुग्रहगौ तद्भवः स्याद्रदो नुः ॥ २० ॥

અર્થ--પહેલા યોગમાં જન્મથી રાહુ, કેતુ છઠ્ઠે સ્થાનકે રહ્યા હોય તો દાંતે તથા હોઠ ઉપર રોગ થાય.

બીજા યોગમાં મંગળ અથવા બુધના ઘરમાં લગ્નનો સ્વામી રહ્યો હોય અગર બીજે સ્થાનકે રહ્યો હોય, તેમ તેનાપર શત્રુની દૃષ્ટિ પડતી હોય, અથવા મંગળ, શનિ એ

છઠ્ઠા સ્થાનકે રહ્યા હોય તો તે માણસને ગુદા પાસે રોગ થાય.

मालेयांशौ रिपुस्थे खलखगसहिते मानवो रोगवान्स्यात्क्रूरैर्निष्पीडितश्चेत्तनुसदनगतः शीतरश्मिस्तदानीम् । क्रूरे केंद्रालयस्थे यदि शुभविहगैर्नेक्षिते रोगवान्स्यात्तस्मिन्का-व्यालयस्थे कुज गुरुकविभिर्नेक्षिते तद्वदेव ॥ २१ ॥

અર્થ—પહેલા યોગમાં પાપગ્રહની સાથે ચન્દ્રમા છઠ્ઠે સ્થાને રહ્યો હોય, અગર ચન્દ્રમા લગ્ને પાપગ્રહની સાથે રહ્યા હોય, અથવા તેનાપર તેની દૃષ્ટિ પડતી હોય, તો તે માણસ શરીરે રોગી થાય.

બીજા યોગમાં કેન્દ્ર સ્થાનકે પાપગ્રહ રહ્યા હોય અને તેના ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ પડતી હોય, અગર શુક્રના ઘરમાં પાપગ્રહ રહ્યા હોય અને તેના ઉપર મંગળ, શુક્ર અને ગુરુની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ શરીરે રોગવાળો થાય.

पुंलग्ने स्वीयतुंगे रिपुभवनपतौ वीक्षिते सत्रभोगैरंगे नूनं नराणामरिजमवशतः स्याद्रुदो गूढरूपः । रिःफस्थाने स्थिते चेद्दरिसदनपतौ सिंहिकापुत्रयुक्ते किं वा सप्ताश्वयुक्ते परगृहवसतिर्नीचवृत्तिर्नरः स्यात् ॥ २२ ॥

અર્થ—પહેલા યોગમાં છઠ્ઠા ભુવનનો સ્વામી પુરૂષ રાશિના લગ્નમાં અગર ઉંચ

સ્થાનમાં રહ્યો હોય અને તેનાપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસને પોતાના શત્રુ થકી ગુપ્ત રીતે ભય ઉત્પન્ન થાય.

**બીજા યોગમાં** છઠ્ઠા ભુવનનો સ્વામી રાહુની સાથે અગર સૂર્યની સાથે બારમે રહ્યો હોય તો તે માણસ પારકા ઘરને વિષે રહેનારો થાય અથવા નીચ ઉદ્યોગ કરવાવાળો થાય.

## સાતમા ભુવનનાં ફળ.

**यावंतो वा विहंगा मदनसदनगाश्चेत्त्रि-जाधीशदृष्टास्तावंतो निर्विवाहास्त्वथ सुम-तिमता ज्ञेयमित्थं कुटुंबे । कार्यो होरागम-ज्ञैरधिकबलवतां खेचराणां हि योगादादेश्यं तत्र वीर्यं रविविधुकुमुवामंगदिक्शैलसंख्यम् ॥ २३ ॥**

**અર્થ—પહેલા યોગમાં** સાતમા ભુવનને વિષે જે ગ્રહ રહ્યો હોય અને તેની ઉપર સાતમા ભુવનની દૃષ્ટિ પડતી હોય અને જેટલા સાતમે સ્થાને ગ્રહ રહ્યા હોય તેટલી વખત તે પુરૂષનાં લગ્ન થાય તેમજ બીજા ભુવનપર બીજા ભુવનની દૃષ્ટિ પડતી હોય અને જેટલા બીજા ભુવનમાં ગ્રહ રહ્યા હોય તેટલી વખત તે પુરુષનાં લગ્ન થાય. પરંતુ જો બળવાન ગ્રહ રહ્યા હોય તો યોગનો વિચાર કરી જાતક શાસ્ત્રના જ્ઞાને કહેવું.

**બીજા યોગમાં** ગ્રહોના અધિક બળના પ્રકાર, છઠ્ઠા રવીના, દશમા ચન્દ્રમાના, સાતમા મંગળના અને બાકીના ગ્રહોનાં બળ છઠ્ઠા પ્રમાણે જાણવાં.

केंद्रस्था वा त्रिकोणे यदि खलु गृहिणी-कारकाख्या नभोगाः कामार्थेशौ निजर्क्षे-परिणयनविधिः स्यात्तदानीं नुरेकः । जा-याधीशः कुटुंबाधिपतिरपि युतश्चेत्त्रिके ग-र्हिताख्यैर्यावद्भिः शुक्रयुक्तो नियतमिह भवे-त्तावतीनां विरामः ॥ २४ ॥

અર્થ—પહેલા યોગમાં સ્ત્રી યોગ* કર-નારા ગ્રહ કેન્દ્ર અથવા ત્રિકોણ સ્થાનમાં રહ્યા હોય, અગર સાતમા તથા બીજા ભુવન-નો સ્વામી પોતાના ઘરમાં રહ્યા હોય તો તે પુરુષના એકજ વિવાહ થાય.

બીજા યોગમાં સાતમા તથા બીજા ભુવ-નનો સ્વામી શુક્રની સાથે ત્રીકસ્થાનમાં રહ્યો

* શુક્ર, બીજા તથા સાતમા ભુવનનો સ્વામી.

હોય અને તેમાં જેટલા પાપગ્રહ રહ્યા હોય અગર તેના ઉપર જેટલા પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તેટલી તે પુરૂષની સ્ત્રી મરણ પામે.

लग्नस्थे सप्तसप्तौ दिनमणितनये कामगे चार्कमंदौ द्यूने चंद्रे नभःस्थे न च यदि गुरुणालोकिते नो प्रसूते । द्रेष्येशो मित्रमंदौ द्विषि सितकिरणोऽस्ते बुधेनेक्षितोनो सूते द्रेष्ये जलर्क्षे यदि कुजरविजौ गर्भिणी स्यान्न नारी ॥ २९ ॥

અર્થ--પહેલા યોગમાં લગ્ને સૂર્ય અને સાતમાં ભુવને શનિ રહ્યો હોય.

બીજા યોગમાં રવિ, શનિ સાતમે સ્થા-

ને અને ચન્દ્રમા દશમે સ્થાને રહ્યા હોય તથા તેના ઉપર ગુરૂની દૃષ્ટિ ન પડતી હોય.

**ત્રીજા યોગમાં** શત્રુ ભુવનનો સ્વામી, સૂર્ય તથા શનિ છઠ્ઠા સ્થાને રહ્યા હોય, અને ચન્દ્રમા સાતમે સ્થાને રહ્યો હોય તથા તેના ઉપર બુધની દૃષ્ટિ ન પડતી હોય.

**ચોથા યોગમાં** મંગળ અને શનિ છઠ્ઠા અગર ચોથા સ્થાનકે રહ્યા હોય તો ઉપર કહેલા ચાર યોગમાંથી એકદો યોગ રહ્યો હોય તો તેની સ્ત્રી ગર્ભવંતી થાય નહિ.

## આઠમા ભાવનાં ફળ.

**रंध्रस्थानस्थिता वा स्थिरभवनगताः शुक्रवागीशसौम्याः कृच्छ्राणां कर्मणां ना**

भवति हि नियतं कारलस्तब्धभावः ।
बाल्ये दुःखी नरः स्यान्निधनगृहपतौ ला-
भयाते सुखी स्यात्पश्चात्पापेऽल्पमायुः शुभ-
खगसहिते दीर्घमायुर्नराणाम् । २६ ।

**અર્થ—પહેલા યોગમાં** બુધ, ગુરૂ અને શુક્ર આઠમા સ્થાનકે અગર સ્થિર રાશિને વિષે રહ્યા હોય તો તે માણસ આગલાને દુઃખ આપનારો તથા નિંદા કરનારો થાય.

**બીજા યોગમાં** આઠમા ભુવનનો સ્વામી અગિયારમે હોય તો તે માણસ બાલ્યાવસ્થામાં દુઃખ ભોગવે ને પછી સુખ ભોગવે.

**ત્રીજા યોગમાં** આઠમા ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે અગિયારમે રહ્યો તો તે

થોડી આયુષ્યવાળો થાય, પરંતુ તે જો તે સ્થાને શુભ ગ્રહની સાથે રહ્યો હોય તો લાંબી આયુષ્ય ભોગવનારો થાય.

## આયુષ્યનો યોગ.

कुर्यादायुर्गृहेशः खलखगयुगरिप्रांससंस्थो-ऽल्पमायुश्चेल्लग्नाधीशयुक्तो निधनभवनपः स्व-ल्पमायुः प्रदत्ते। रंध्रस्थो वा चिरायुस्त-दनु रविभवस्तत्र तद्वल्लयेशः क्लेशस्थानस्थि-तश्चेज्जनुषि हि मनुजो वैरियुक्तस्करः स्यात् ।२७।

અર્થ—પહેલા યોગમાં જેના જન્મથી આઠમા ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે

છઠ્ઠે અગર બારમે સ્થાને રહ્યો હોય તો થોડી આવરદાવાળો થાય.

**બીજા યોગમાં** આઠમા ભુવનનો સ્વામી લગ્ન ભુવનના સ્વામીની સાથે છઠ્ઠે, અગિયારમે રહ્યો હોય તો થોડી આયુષ્યવાળો થાય.

**ત્રીજા યોગમાં** આઠમા ભુવનનો સ્વામી આઠમે રહ્યો હોય અને આઠમા ભુવનનો સ્વામી આઠમે શનિની સાથે રહ્યો હોય તો લાંબી આયુષ્યવાળો થાય.

**ચોથા યોગમાં** આઠમા ભુવનનો સ્વામી ધન ભુવનને વિષે રહ્યો હોય તો તે માણસ ચોરી કરનાર તથા સર્વનો શત્રુ થાય.

आयुर्देहाधिनाथौ निधनरिपुगतौ हीन-वीर्यौ प्रसूतौ संग्रामे कीर्तिशेषं व्रजति बलयुतौ तौ तदा तज्जयार्मिम्। शुक्रेणां-दोलिकायास्तनुपविधियुतो वाहनस्थानना-थो मूर्तौ दंतावलेंद्रैरथ गुरुसहितः स्या-ज्जयो वाजिवाहैः । २८ ।

**અર્થ—પહેલા યોગમાં** જન્મ કાળે લગ્નનો સ્વામી તથા આઠમા ભુવનનો સ્વા-મી બલ હીન રહ્યો હોય, અને તે આઠમે અગર છઠ્ઠે સ્થાને રહ્યો હોય તો તે માણસ યુદ્ધમાં મરણ પામે, બળવાન હોય તો તે જય પામે.

**બીજા યોગમાં** ચોથા ભુવનનો સ્વામી શુક્રની સાથે લગ્ને રહ્યો હોય તો તે પાલખી-

થી જય પામે અર્થાત્ બેસે. પણ જો ચોથા ભુવનનો સ્વામી ચન્દ્રમાની સાથે લગ્ને રહ્યો હોય તો તે હાથીથી જય પામે. અર્થાત્ હાથીએ બેસે. અને ચોથા ભુવનનો સ્વામી ગુરૂની સાથે લગ્ને રહ્યો હોય તો ઘોડાથી જય પામે અર્થાત્ ઘોડાપર બેસે.

## નવમા ભુવનનાં ફળ.

### શુભયોગ.

भाग्येशो मूर्तिवर्ती सुरपतिगुरुणालोकितो भूपवंद्यो लग्नस्थो वाहनेशो नवमपतिरुभौ पश्यतश्चेत्स्वगेहम् सर्वा सामास्पदं स्यान्मनुज इह तदा संपदां वाहनेंद्रो रंध्रस्थानस्थितश्चेत्व्रजति हि मनुजो भाग्यराहित्यमेवं ॥ २०. ॥

हीनानां वाहनानां तदनु चपलताप्राप्तिरेवं नराणां ज्ञेया होरागमज्ञैरथ नवमपतौ लाभगे राजवंद्यः ।

અર્થ--પહેલા યોગમાં નવમા સ્થાનનો સ્વામી લગ્ને રહ્યો હોય અને તેના ઉપર ગુરૂની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ રાજ્યમાન્ય થાય.

બીજા યોગમાં નવમા અને ચોથા ભુવનનોના સ્વામી લગ્ને રહ્યા હોય અને ચોથા ભુવન ઉપર ચોથા ભુવનના સ્વામીની દૃષ્ટિ પડતી હોય અને નવમા ભુવનના સ્વામીની નવમા ભુવન ઉપર દૃષ્ટિ પડતી હોય તો ધાન્યાદિક અને સર્વ સંપત્તિવાળો થાય.

**ત્રીજા યોગમાં** ચોથા ભુવનનો સ્વામી આઠમે રહ્યો હોય તો તે માણસ ભાગ્યહીન થાય અને તે શુભ લક્ષણ તથા બળથી રહિત થાય; તથા વાહન સાંપડે પણ તેનું ચિત્ત એક ઠેકાણે સ્થિર રહે નહિં.

**दीर्घायुर्धर्मशीलस्तदनु धनवपुर्वाहनेशः स्वगेहे धर्मेशो लग्नवर्ती जनुषि यदि गज स्वामिसिंहासनानाम् ॥ ३० ॥**

**અર્થ--પહેલા યોગમાં** નવમા ભુવનનો સ્વામી અગિયારમે સ્થાને રહ્યો હોય તો-રાજ્યમાન્ય, દીર્ઘાયુ અને ધર્મશીલ થાય.

**બીજા યોગમાં** જન્મથી, પહેલા, બીજા તથા ચોથા ભુવનનો સ્વામી પોતપોતાના

સ્થાનમાં રહ્યા હોય અને નવમા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય તો તે માણસને સિંહાસન વગેરેનું સુખ મળે.

**योगानां स्यादमीषां प्रचुरबलयुतो योऽधिपस्तद्दशायां लब्धिश्चांतर्दशायामथ गुरुभृगुजौ वाहनाधीशयुक्तौ । केंद्रे याने त्रिकोणे त्वथगुरुकवियुग्वाहनस्थानगो वा भाग्याधीशः स्वराशौ भवति नरपतिर्वाहनव्यूहनाथः ॥ ३१ ॥**

**અર્થ—પહેલા યોગમાં** આગળ કહેલા યોગ કરતાં અને હવે પછી આવનાર યોગ કરતાં જો ગ્રહ અધિક બળવાન્ હોય તો, તેની દશા તથા અંતર્દશામાં તે યોગનું ફળ મળે.

**બીજા યોગમાં** ગુરુ અને શુક્ર ચોથા ભુવનના સ્વામીની સાથે અગિયારમે, ત્રિકોણમાં અગર કેન્દ્ર સ્થાનમાં રહ્યા હોય.

**ત્રીજા યોગમાં** ગુરુ, શુક્રની સાથે નવમા ભુવનનો સ્વામી નવમે અગર ચોથે સ્થાને રહ્યો હોય તો તે માણસ વાહન આદિનો રાજા થાય.

## દશમા ભુવનનાં ફળ.

### ચિન્તા યોગ.

**कर्मस्थे क्षेत्रचिंता त्रिकभवनगते सौख्यचिंता महीजे वागीशे यानभूषावसनहयभवा चामरछत्रचिंता। प्रालेयांशौ सिते स्यादथ मदनगते वाक्पतौ पुत्रचिन्ता**

संतानस्थानयाते हिमकरतनये बुद्धिजाथ त्रिकोणे ॥ ३२ ॥ मार्तंडे तातबंधोरथ सुतनवमघ्नूनगे दानवेज्ये यात्राचिंता न-राणामथ नवमसुते पुत्रजा वासवेज्ये ।

અર્થ--પહેલા યોગમાં મંગળ દશમે રહ્યો હોય તો ક્ષેત્ર, સંબંધી તથા ઉત્પત્તિ તરફની ચિન્તા થાય.

બીજા યોગમાં છઠ્ઠે, આઠમે વા બારમે, એમાંથી એકાદે સ્થાને જો મંગળ રહ્યો હોય તો સુખ ચિન્તા થાય.

ત્રીજા યોગમાં છઠ્ઠે, આઠમે વા બારમે, એમાંથી એકાદે સ્થાને ગુરુ રહ્યો હોય તો

વાહન, વસ્ત્ર, ઘરેણાં મળે અને તેના રક્ષણની ચિન્તા થાય.

**ચોથા યોગમાં** ચન્દ્રમા અગર શુક્ર ત્રિક સ્થાનમાં રહ્યા હોય તો ચામર છત્ર મળે છે તથા તેના રક્ષણની ચિન્તા થાય છે.

**પાંચમા યોગમાં** સાતમે ગુરુ રહ્યો હોય તો પુત્રથી વા એવાંજ બીજાં કારણથી ચિન્તા થાય.

**છઠ્ઠા યોગમાં** પાંચમે સ્થાને બુધ રહ્યો હોય તો બુદ્ધિ તરફથી ચિન્તા થાય.

**સાતમાં યોગમાં** સૂર્ય પાંચમે અગર નવમે રહ્યો હોય તો બાપ, ભાઇથી ચિન્તા થાય.

**આઠમા યોગમાં** પાંચમે, નવમે વા સાતમે એમાંથી એકાદે સ્થાને શુક્ર રહ્યો હોય તો તીર્થયાત્રાથી ચિન્તા થાય.

**નવમા યોગમાં** નવમે અગર પાંચમે ગુરુ રહ્યો હોય તો પુત્રથકી ચિન્તા થાય.

**कर्माधीशो विवीर्यो यदि जनुषि तदा सर्वकर्मास्पदं नो गेहे स्वीये पदा सौ शुभविहगयुतो मानवो मानशीलः ॥ ३३ ॥**

**અર્થ**—પહેલા યોગમાં જન્મથી દશમા ભુવનનો સ્વામી બળહીન રહ્યો હોય તો તેનાં દરેક કાર્ય સંપૂર્ણ સિદ્ધ થાય નહિ અને જો બળવાન હોય તો સિદ્ધ થાય.

બીજા યોગમાં દશમા ભુવનનો સ્વામી શુભ ગ્રહની સાથે પોતાને સ્થાનકે રહ્યો હોય તો તે માણસ અભિમાની થાય.

## અગિયારમા ભુવનનાં ફળ.

### આયુર્યોગ.

लाभे केंद्रे त्रिकोणे तनुनिधनभव स्थानगाः संस्थिताश्चेद्दीर्घायुः पापखेटाः पनफरहि बुकत्रिस्थिता मध्यमायुः । हीनायुः प्रोक्तमेते यदि जनुपि नृणां स्युस्तदापोक्लिमस्था रंध्रस्थानस्थितानां तनुपतिगगनस्वामिसुर्यात्मजानाम् ॥ ३४ ॥

અર્થ--પહેલા યોગમાં જન્મથી જો પહેલા, આઠમા અને અગિયારમા ભુવનના

સ્વામી, અગિયારમે સ્થાને, કેન્દ્ર સ્થાને વા ત્રિકોણમાં રહ્યા હોય તો મોટી જીંદગી-વાળા થાય.

**બીજા યોગમાં** તે પણફર સ્થાનમાં વા ચોથા અને ત્રિજા સ્થાનમાં પાપગ્રહ રહ્યા હોય તો મધ્યમ આયુષ્ય થાય.

**ત્રીજા યોગમાં** આગળ કહેલા ગ્રહ જો આપોક્લિમ સ્થાનમાં રહ્યા હોય તો હીનાયુ થાય.

**ચોથા યોગમાં** લગ્ન ભુવનનો સ્વામી, દશમા ભુવનનો સ્વામી તથા શનિ આઠમે રહ્યા હોય અને જો તે બળહીન હોય તો તેની થોડી આયુષ્ય જાણવી.

योहीनस्तद्दशायुस्त्वथनिजभवने धर्मक-र्मात्मजेशाश्चेत्स्युस्तेषां दशायां बहुलबल-वशाद्धर्मवृद्धिर्नराणांम् । हानिः स्यादन्य-थाऽसौ तनुनिधनपती भानुपुत्रेण युक्तौ-स्यातां स्वर्भानुना चेत्तदनु च शिखिना तद्दशायां व्रणाः स्युः ॥ ३८ ॥

અર્થ--પહેલા યોગમાં નવ, દશ અને પાંચ, એ ભુવનના સ્વામી પોતપોતાન સ્થાનકે રહ્યા હોય, તે જો અધિક બળવા હોય તો તેની દશામાં તે માણસની ધર્મબુદ્ધિ થાય; પરંતુ તે ગ્રહ જો બીજા સ્થાને રહે હોય તો તેની દશામાં તે માણસની બુદ્ધિ ભ્રષ્ટ થાય.

બીજા યોગમાં લગ્ન ભુવનનો સ્વામી અને આઠમા ભુવનનો સ્વામી શનિ, રાહુ, કેતુ, એ આદિ ગ્રહમાંથી એકાદા ગ્રહની સાથે રહ્યો હોય તો અને લગ્ન ભુવનનો સ્વામી તથા આઠમા ભુવનનો સ્વામી બળવાન્ રહ્યો હોય તો તેની દશામાં વ્રણ ( ખોડ ) થાય.

यानेशस्तत्र संस्थो यदि भवति तदा यानहेतुर्भूतिः स्याच्चोराच्छस्त्रेण चिंता नवमभवनतो भाग्यजाता विधेया । व्योम्नी भूपालभूपावसनहयमहत्कर्मणां प्राप्तिचिंता ह्लागस्थाने खिलानां व्ययनिधनगृहात्क्ष्मपाणां विधेया॥ ॥ ३६ ॥

**અર્થ—પહેલા યોગમાં** ચોથા ભુવનનો સ્વામી છઠ્ઠા સ્થાનકે શનિની સાથે રહ્યા હોય તો વાહનથી—રાહુની સાથે રહ્યો હોય તો ચોરથી—અને કેતુની સાથે રહ્યો હોય તો શસ્ત્રથી મૃત્યુ પામે.

**બીજા યોગમાં** નવમા ભુવનથી સામાન્ય વિચાર કરવાના પ્રકાર દર્શાવું છું. નવમા ભુવનમાં ભાગ્ય સંબંધી વિચાર કરવો, દશમા ભુવનમાં, રાજા, મોટાં કામ, વસ્ત્ર, વાહન અને ભૂષણ સંબંધી વિચાર કરવો, અગિયારમા ભુવનને વિષે સર્વે વિષય સંબંધી વિચાર કરવો અને બારમા ભુવનને વિષે પાપકર્મ સંબંધી વિચાર કરવો.

## બારમા ભુવનનાં ફળ.

लग्नस्थे रिष्फनाथे भवति सुवचनो मानवो रूपवान्वा स्वर्क्षे कार्पण्यबुद्धिर्बहुतरपशुमनग्रामयुक्तः सदा स्यात् । धर्मे तीर्थावलोकी बहुलघुमतिः क्रूरयुक्ते च पापी मिथ्या क्रोशांतकृत्स्यान्नियतमिदमिति ज्ञेयमेवं सुधीभिः ॥ २७ ॥

અર્થ—પહેલા યોગમાં બારમા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય તો તે મધુર બોલનારો અને રૂપાળો થાય, પણ જો તે પોતાના ઘરમાં રહ્યો હોય તો બહુ લોભી, ઘણાંક વાહનવાળો અને ગામનો અધિકારી થાય.

બીજા યોગમાં બારમા ભુવનનો સ્વામી નવમે રહ્યો હોય તો તીર્થયાત્રા તથા ધર્મ કરે પરંતુ તે પાપગ્રહની સાથે રહ્યો હોય તો પાપકર્મ કરવવાળો અને પૈસાનો આડ માર્ગે ખર્ચ કરવાવાળો થાય.

हृद्यैः पद्यैर्गुंफिते सूरितोषेऽलंकाराख्ये जातके मंजुलेऽस्मिन् । भावाध्यायः श्रीगणेशेन वर्यैर्वृत्तैर्युक्तः शैलरामैः प्रणीतः ॥ ३८ ॥

અર્થ—શ્રી ગણેશ કવિએ માણસને આનંદ આપનારો, પદ્યમાં રચેલો "જાતકાલંકાર" નામના ગ્રંથનો બીજો અધ્યાય આડત્રીશ વૃત્ત કરી ભાવાધ્યાયમાં કહી સંભળાવ્યો.

અધ્યાય ૨ જો સમાપ્ત.

---

# अध्याय ३ जो.



शिखरिणी वृत्त.

ग्रहाधीना योगाः सदसदभिधाना जनि-
मतां ततो योगाधीनं फलमितिपुराणैः
समुदितम् । अतो वक्ष्ये योगान्सकलगण-
कानंदजनका च्छुकास्यादुद्भूत मत मिह
विलोक्येह रुचिरम् ॥ १ ॥

અર્થ—પહેલા યોગમાં દરેક માણસને સારાં નરસાં ફળો આપનારા યોગો ગ્રહના આધીનથી શુભ અશુભ ફળને યોગ પ્રમાણે આપે છે, એવા મહાત્મા વસિષ્ઠાદિક ઋષિ-

ઓના મત છે, પરંતુ મહાત્મા વ્યાસના પુત્ર શુક મુનિના મતે કરીને આનંદ આપનારા યોગ ગણેશ કવિના આધારે કહીએ છીએ.

## અનિષ્ટ યોગ.

ऋक्षेशः क्षीणवीर्यः सुतनवमगतो मा-
नवो मन्यु मान्वै राशीशे सांगनाथे
रिपुनिधनगृहे प्रांसगे दुर्बलः स्यात् । धर्म-
द्वेष्याष्टनाथाः खलखचरयुताः स्थानके क्वा-
पि संस्यास्तैर्दृष्टाः स्यात्तदार्नी परपुरुष-
रता सुंदरी तस्य पुंसः ॥ २ ॥

અર્થ–પહેલા યોગમાં પોતાની રાશિનો સ્વામી બળહીન હોય અને તે પાંચમે અગર

નવમે સ્થાનકે રહ્યો હોય તો તે માણસ ક્રોધી થાય.

**બીજા યોગમાં** પોતાની રાશિનો સ્વામી લગ્ન ભુવનના સ્વામીની સાથે છઠ્ઠે, આઠમે વા બારમે, એમાંથી એકાદે સ્થાનકે રહ્યો હોય તો તે દુર્બળ થાય.

**ત્રીજા યોગમાં** નવમા, છઠ્ઠા અને આઠમા ભુવનનો સ્વામી કોઇ સ્થાનકે પાપગ્રહની સાથે રહ્યો હોય અગર તેના ઉપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસની સ્ત્રી વ્યભિચારિણી થાય.

**मातृस्थाने स्थितौ चेत्कुजविधुसहितौ षष्ठरंध्राधिनाथौ स्यातां यस्य प्रसूतौ**

भवति खलु नरस्त्वन्यजातस्तदानीम् ।
क्वापि स्थाने स्थितौ स्तः कलुषखगयुतौ
भाग्यरंध्राधिनाथौ चेदेवं राहुणा वा त-
दनु च शिखिना संयुतावन्यजातः ॥ ३ ॥

**અર્થ—પહેલા યોગમાં** છઠ્ઠા અને આઠ-મા ભુવનનો સ્વામી, ચંદ્રમા અને મંગળ એ ગ્રહની સાથે ચોથા સ્થાનમાં હોય તો તે પુરુષની ઉત્પત્તિ બીજા પુરૂષથી થઇ છે. એમ જાણવું.

**બીજા યોગમાં** છઠ્ઠા અને નવમા સ્થા-નના સ્વામી પાપગ્રહની સાથે અગર રાહુ તથા કેતુની સાથે કોઇ સ્થાનમાં રહ્યા હોય

તો ઉપરના પહેલા યોગ પ્રમાણે તે પુરુષની ઉત્પત્તિ જાણવી.

युक्तौ मंदेन शूद्रादथ भवति विदा वैश्यतो भास्करेण क्षत्राज्जातः सितेन त्रिदशपगुरुणा भुमिदेवात्मसूतः । दैत्येशेज्यो सपापौ मदनरिपुधनस्थानगौ चेत्परस्त्रीगामी व्योमारिपौ स्तौ गगनभवनगौ तत्पिताऽन्यारतः स्यात् ॥ ४ ॥

અર્થ—પહેલા યોગમાં છઠ્ઠા અને નવમા ભુવનના સ્વામી કોઈ સ્થાને શનિની સાથે હોય તો તે પુરુષની ઉત્પત્તિ શૂદ્રથી થઇ છે એમ જાણવું. બુધની સાથે હોય તો વૈશ્યથી થઇ છે એમ જાણવું. રવિની સાથે

હોય તો ક્ષત્રીથી થઇ છે એમ જાણવું. અને ગુરુ તથા શુક્રની સાથે હોય તો બ્રાહ્મણથી થઇ છે એમ જાણવું.

બીજા **યોગમાં** ગુરુ પાપગ્રહની સાથે સાતમે અથવા બીજે ભુવને હોય તો તે પુરુષ બીજી સ્ત્રીને ભોગવનારો થાય.

ત્રીજા **યોગમાં** દશમા અગર છઠ્ઠા ભુવનનો સ્વામી દશમે સ્થાનકે રહ્યો હોય તો તેનો પિતા બીજી સ્ત્રીને ભોગવનારો થાય.

**मूर्तीशः पापयुक्तो धनसदनगतश्चेत्तदा सज्जनस्त्रीसंयुक्तस्तत्पिता स्याद्बलविहगयुताः कामशत्रुस्वनाथाः । कोशस्थास्तद्वदेवं फलमिति विविधं भ्रातृपत्न्योश्च पित्रोः**

**स्थानेशाः क्वापि भावे तनुपतिसहिताश्चे-त्पुमानन्यजातः ॥ ९ ॥**

**અર્થ—પહેલા યોગમાં** લગ્નનો સ્વામી પાપગ્રહની સાથે બીજે સ્થાને રહ્યો હોય તો તેનો બાપ અન્ય સ્ત્રીને ભોગવનારો થાય.

**બીજા યોગમાં** બીજા, છઠ્ઠા તથા સાતમા ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે બીજે સ્થાને રહ્યો હોય તો બીજી સ્ત્રી ભોગવનારો વા માંસ મદિરાદિ ખાનારો થાય.

**ત્રીજા યોગમાં** ત્રીજા, ચોથા, સાતમા, અને દશમા ભુવનનો સ્વામી લગ્નના સ્વામીની સાથે કોઇ સ્થાનકે રહ્યો હોય તો તે પુરુષ બીજા પુરુષથી ઉત્પન્ન થયો છે તેમ જાણવું.

लग्नाधीशेंदुपुत्रौ क्षितितनयनिशानायकौ क्वापि संस्थौ युक्तौ स्वर्भानुना वा भवति हि मनुजः केतुना श्वेतकुष्ठी । आदित्यो भौमयुक्तस्तदनु शनियुतो रक्तकृष्णाख्य कुष्ठी सार्को लग्नाधिनाथो व्ययरिपुनि-धनस्थानगस्तापगंडः ॥ ६ ॥

અર્થ—પહેલા યોગમાં લગ્ન ભુવનનો સ્વામી, બુધ, મંગળ વા ચંદ્રમા, એમાંનો કોઈ એક પણ રાહુ અથવા કેતુ, એમાંથી એકાદા સાથે રહ્યો હોય તો તે માણસને ધોળો કોઢ થાય. અને સૂર્યની સાથે મંગળ અગર શનિ હોય તો રાતો તથા કાળો કોઢ થાય.

બીજા યોગમાં લગ્ન ભુવનનો સ્વામી સૂર્યની સાથે છઠ્ઠે, આઠમે વા બારમે સ્થાનકે રહ્યો હોય તો તે માણસને કંઠમાળ થાય.

ज्ञेयश्चंद्रेण गंडो जलज इह युतो ग्रंथिशस्त्रव्रणः स्याद्भूमीपुत्रेण पित्तं हिमकरतनयोनाथ जीवेन रोगः। आमोद्भूतस्ततश्चेद्भृगुतनययुतो नुः क्षयाख्यो गदः स्याच्चौरोद्भूतोंत्यजाद्वा यमशिखितमसामेकयुक्तन्वधीशः ॥ ७ ॥

અર્થ—પહેલા યોગમાં લગ્ન ભુવનનો સ્વામી ત્રીકસ્થાનમાં હોય તો જલજગંડ રોગ થાય, મંગળની સાથે હોય તો તે માણસ શસ્ત્રથી વ્રણવાળો અર્થાત્ ઘાયલ થાય, બુધની

સાથે હોય તો પિત્ત પ્રકૃતિવાળો થાય, ગુરુની સાથે હોય તો ચોરથી ભય થાય, શુક્રની સાથે હોય તો ક્ષયરોગ થાય, અને શનિ, રાહુ તથા કેતુ એમાંથી એકાદાની સાથે હોય તો ધોબી તથા ચમારથી ચિન્તા ઉત્પન્ન થાય.

चंद्रो मेषे वृषे वा कुजशनिसहितः श्वेतकुष्ठी सरोगो दैत्येज्यारेंदुमंदास्तिमिभवनगताः कर्कटालिस्थिता वा । अंगे सौख्येन हीनः परमकलुषकृद्रक्तकुष्ठी नरः स्याद्वागीशो भार्गवो वा यदि रिपुगृहपो मूर्तिगः क्रूरखेटैः ॥ ८ ॥

અર્થ—પહેલા યોગમાં શનિ અને મંગળ, એ ગ્રહની સાથે ચન્દ્રમા મેષ અગર

વૃષભ રાશિમાં હોય તો તે માણસના શરીરે કોઢ નિકળે.

**બીજા યોગમાં** શુક્ર, મંગળ, ચન્દ્રમા, શનિ અને મીન, કર્ક અથવા વૃશ્ચિક રાશિની સાથે હોય તો તે માણસના શરીરે કોઇ દિવસ સુખ રહે નહિ, અને મહા પાપી થાય તથા રાતો કોઢ નિકળે.

**ત્રીજા યોગમાં** ગુરુ, શુક્ર અથવા છઠ્ઠા ભુવનનો સ્વામી, એમાંથી એકાદો ગ્રહ લગ્ને રહ્યો હોય અને તેની ઉપર પાપ ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસનું મોઢું દરરોજ ઝાંખુ અને ઉદાસીન રહે.

**दृष्टश्चेद्गुक्रशोफी त्वथ खलसहिता मीनकर्कालिभावा लूताकारश्चिरं स्यात्परमग-**

दकरः कुष्ठ एवं नराणाम् । रिष्फस्थानस्थितश्चेद्विबुधपतिगुरुर्गुप्तरोगी नितांतं भूमीमार्तंडपुत्रो व्ययभवनगतौ शत्रुगौ वा व्रणी स्यात् ॥ ९ ॥

**અર્થ**—પહેલા યોગમાં મીન, કર્ક અને વૃશ્ચિક, એ રાશિમાં પાપગ્રહ રહ્યા હોય તો તે માણસના શરીર ઉપર કુષ્ટ રોગની વ્યાધિ થાય.

**બીજા યોગમાં** બારમા ભુવનની અંદર ગુરુ રહ્યો હોય તો ગુપ્ત રોગ થાય.

**ત્રીજા યોગમાં** મંગળ અથવા શનિ બારમે રહ્યા હોય અગર છઠ્ઠે રહ્યા હોય તો તે

માણસના શરીર ઉપર કંઇક પણ ખામી અર્થાત્ ખોડ થાય.

**मेषे मीने कुलीरे तदनु च मकरे वृश्चिके मंदचंद्रौ स्यातां क्रूरान्वितौ चेन्नवमभवनगौ मानवः स्याच्च खंजः । लग्नस्थं पश्यतींदुं दिनमणितनयं भूमिजो वृनदृष्ट्या बुद्ध्या हीनो नरः स्यादिनविधुविवरे भूमिजश्चेत्तथैव ॥ १० ॥**

અર્થ--પહેલા યોગમાં શનિ અને ચન્દ્રમા પાપગ્રહની સાથે મીન, મેષ, વૃશ્ચિક, કર્ક અને મકર, એમાંથી એકાદિ રાશિએ અગર નવમા સ્થાનમાં રહ્યા હોય તો તે માણસ લંગડો થાય.

બીજા યોગમાં લગ્ન ભુવનની અંદર ચન્દ્રમા વા શનિની ઉપર મંગળની પૂર્ણ દૃષ્ટિ હોય અથવા સૂર્ય, ચન્દ્રમા સહિત મધ્યે મંગળ હોય તો તે માણસ બુદ્ધિહીન થાય.

प्रालेयांशौ तनुस्थे गगनसदनगे साधिकारेर्कसूनौ दृष्टेस्मिन्कामदृष्ट्या हिमकिरणभुवा बुद्धियुङ्मानवः स्यात् । पृथ्वीसूनुं मृगांकं तनुनिलयगतं पूर्णदृष्ट्येंदुसूनुः पश्येच्चेद्बुद्धिहीनस्त्वथ शशितनुपौ भूभुवा पीडितौ वा ॥ ११ ॥

અર્થ--પહેલા યોગમાં લગ્ન ભુવનની અંદર ચન્દ્રમા રહ્યો હોય, ગ્રહ, હોરા, દેશ-

કાણ્ અને વર્ગાદિની સાથે શનિ દશમે રહ્યો હોય અને તેના ઉપર બુધની પૂર્ણ દૃષ્ટિ પ-ડતી હોય તો તે માણસ બુદ્ધિમાન્ થાય.

**બીજા યોગમાં** લગ્ન ભુવનની અંદર ચન્દ્રમા અગર મંગળ હોય અને તેની ઉપર બુધની દૃષ્ટિ પડતી હોય, તેવીજ રીતે વળી ચન્દ્રમા તથા લગ્નના સ્વામી ઉપર મંગ-ળની પૂર્ણ દૃષ્ટિ પડતી હોય અથવા તે ચ-ન્દ્રમા તથા લગ્નનો સ્વામી મંગળની સાથે હોય તો તે માણસ બુદ્ધિહીન થાય.

**लग्नस्थे रौहिणेये तदनु रविशनी क्रूरदृष्टौ रिपुस्था वेकर्क्षे चैकभागे भवति गत-मतिर्दृष्टिहीनौ शुभानाम् । तिग्मांशौ वै-**

रिनाथे खलविहगयुते तुर्यगे सूर्यसूनौ हृद्रोगी वाक्पतौ वा भवति हृदि नरः कृष्णपित्ती सकंपः ॥ १२ ॥

**અર્થ—પહેલા યોગમાં** લગ્ન ભુવનની અંદર બુધ હોય અને સૂર્ય તથા શનિની ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન પડતી હોય અને પાપગ્રહની દૃષ્ટિ હોય; તેમ રવિ, શનિ છઠ્ઠે સ્થાનકે હોય અગર ચક્રના મધ્યમાં હોય તો તે માણસની બુદ્ધિ પાપવાળી થાય.

**બીજા યોગમાં** છઠ્ઠા ભુવનનો સ્વામી સૂર્ય હોય અને તે પાપગ્રહની સાથે ચોથા સ્થાનમાં હોય તો તે પિત્ત પ્રકૃતિવાળો થાય.

**ત્રીજા યોગમાં** ગુરુ અગર શનિ છઠ્ઠા ભુવનના સ્વામી હોય અને તે પાપગ્રહની

સાથે ચોથા સ્થાનમાં રહ્યા હોય તો તે મા-
ણસને કૃષ્ણ પિત્તનો રોગ થાય, પરંતુ તેના
ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તેને શરીરે
કંપ થાય.

दुष्टैर्वापीडितःसन्नथ कुजरविजौ वाक्पतिर्बंधुसंस्था हृद्रोगः स्यान्नराणां व्रण इह नियतं क्लेशकारी शरीरे। पातालस्थो महीजस्तनयनिलयगाः सूर्यवित्सैंहिकेया रंध्रस्थो भानुपुत्रो यदि जनुषि तदा स्यान्नरो दुःखभागी ॥ १३ ॥

અર્થ—પહેલા યોગમાં મંગળ, શનિ
અને ગુરુ ચોથા સ્થાને હોય તો તે માણસના

શરીરે વ્રણ થાય, હમેશાં પિત્ત પ્રકૃતિ રહે તથા કલેશ કરનારો થાય.

**બીજા યોગમાં** ચોથા સ્થાનની અંદર મંગળ રહ્યો હોય, તેમ સૂર્ય, બુધ અને રાહુ એ પાંચમા સ્થાનમાં હોય, તેમ શનિ આઠમે હોય તો તે માણસ દુઃખ ભોગવનારો થાય.

**लग्नं पश्येन्निजर्क्षे यदि धरणिसुतः संस्थितः कातर स्याच्छायासूनुर्नभस्थो यदि निशि जननं तद्वदत्रापि वाच्यम् मुर्तौ भूमीतनूजे स्वजनकलहकृत्द्यूनगे स्वाधिकाराद्धीने भोमे वपुष्मान्परमयुधि रतस्तीक्ष्णभावश्च नूनम् ॥ १४ ॥**

**અર્થ—પહેલા યોગમાં** મંગળ પોતાના સ્થાનમાં હોય અને તેની લગ્ન ભુવનપર દૃષ્ટિ પડતી હોય અથવા શનિ દશમે હોય તો તે માણસનો જન્મ રાત્રિએ થયો છે એમ જાણવું. વળી તેને જો લગ્ન ભુવનમાં મંગળ હોય તો તે ભાઇ, ભાંડરૂ અને મિત્રો સાથે કલેશ કરે.

**બીજા યોગમાં** સ્વગૃહ, હોરા કે દ્રેશકાણમાં મંગળ સાતમે હોય તો શરીરે દૃઢ, યુદ્ધમાં પ્રવીણ અને તામસી સ્વભાવવાળો થાય.

**पश्येतांकामदृष्ट्याधरणिविधुसुतौचेन्मिथः थात्तदानी मुन्नाकारोथचंद्रशनिरविमहिजा**

श्चेत्प्रपश्यंतिशशितः । क्षीणेप्रालेयनाभौधरणि जसहितेपापभूमीश्वरःस्यान्मूर्तिस्थोनूनदृष्ट्या हिमकरतनयोवासवेज्यंप्रपश्येत् ॥ १९ ॥

**અર્થ**—**પહેલા યોગમાં** મંગળ અને બુધ પરસ્પર પૂર્ણ દૃષ્ટિથી એક બીજાને દેખતા હોય તો તે માણસ શરીરે ઊંચો થાય.

**બીજા યોગમાં** શનિ, રવિ અને મંગળની ચન્દ્રમાપર પૂર્ણ દૃષ્ટિ હોય તો તે માણસ થંડા સ્વભાવનો તથા જડ બુદ્ધિવાળો થાય.

**ત્રીજા યોગમાં** ચન્દ્રમા ક્ષીણ હોય અને તે મંગળની સાથે રહ્યો હોય તો

તે માણસ પાપ કર્મ કરવાવાળો તથા તીક્ષ્ણ સ્વભાવવાળો થાય.

**ચોથા યોગમાં** લગ્ન ભુવનની અંદર બુધ હોય, અને તેની ગુરુપર પૂર્ણ દૃષ્ટિ પડતી હોય તો તે માણસ હસમુખો, પોતાની મશ્કરી કરાવનારો અને વ્યભિચારી થાય.

**हास्यासक्तःसभौमेहिमकर तनयेस्याच्छुभर्क्षे कुजज्ञौ मंदर्क्षेवार्क दृष्टौनरपतिविदुषांरंजनेकोविदःस्यात् । पश्येत्काव्यंसितांशुर्व्ययविलयरिपुस्थानगोविस्मयालुःक्षिप्रं प्राक्स्फूर्तिमान्स्यात्कुजवुधशशिनो वीर्यवत्खेटदृष्टाः ॥ १६ ॥**

**અર્થ—પહેલા યોગમાં** મંગળ સાથે બુધ શુભ ગ્રહની રાશિમાં હોય અથવા મંગળ

અને બુધનીપર રવિની દૃષ્ટિ પડતી હોય, વળી તે મંદ રાશિમાં હોય તો તે માણસ વિદ્વાન્ મંડળની અંદર વા રાજ કચેરીમાં હર્ષથી ગાવાવાળો અર્થાત્ મોટા ગવિયાના પદને પામે.

**બીજા યોગમાં** છઠા, આઠમા અને બારમા સ્થાનની અંદર ચન્દ્રમા હોય અને તેની દૃષ્ટિ શુક્રપર પડતી હોય તો તે ઘણો કામાતુર થાય.

**ત્રીજા યોગમાં** ચન્દ્રમા, મંગળ અને બુધનીપર બળવાન ગ્રહની દૃષ્ટિ હોય તો તે સમયસૂચકતા વાપરનારો થાય.

**शुक्रज्ञौ द्यूनयातौ गगनविलयगौ मा-**

नवः पुंश्चलः स्यात् कामाज्ञामंदिरस्थौ क
विधरणिसुतौ तद्वदाज्ञांबुयातौ । काव्यारौ
तद्वदिंदोर्नभसि रविसुतादास्फुजिन्नीरयायी
तद्वत्कामास्पदस्था बुधसितशनय स्वर्क्षगे भा
र्गवे हि ॥ १७ ॥

**અર્થ—પહેલા યોગમાં** સાત, આ
અને દશ સ્થાનોમાંથી એકાદે સ્થાને શુક્ર
અગર બુધ રહ્યા હોય વા શુક્ર અને મંગળ
સાત, દશ ચાર એમાંથી એકાદે સ્થાને
તો તે માણસ વ્યભિચારી થાય.

**બીજા યોગમાં** શુક્ર ચન્દ્રમાથી દશમે
હોય અગર શનિથી ચોથા સ્થાનમાં હોય અગ
પોતાના ઘરમાં હોય વા બુધ, શનિની સાથે

સાતમે અગર દશમે હોય તો તે માણસ વ્યભિચારી થાય.

प्रालेयांशात्सिताद्वा दिनमणितनयस्तत्पु रोभागवर्ती मूर्तौ चेच्चंद्रशुक्रौ यदि तरणिसुतं पश्यतश्चायशाः स्यात् । शेफश्छेदो नराणा मथ तपनसुते भूमिकेंद्रेर्कयुक्ते दृष्टे काव्यो डुपाभ्यां यदि दिवसपतेश्चोपरागोऽत्र तद्वत् ॥ १८ ॥

અર્થ—પહેલા યોગમાં ચન્દ્રમા અગર શુક્રના પાછલા ભુવનમાં શનિ હોય અને તેનાપર લગ્ન ભુવનને વિષે શુક્ર અને ચન્દ્રમાની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ માનહીન થાય.

**બીજા યોગમાં** સૂર્યની સાથે શનિ લગ્ન ભુવનમાં હોય અને તેનાપર શુક્ર અને ચંદ્રમાની દૃષ્ટિ પડતી હોય તો તે માણુસ ઘણો લોભી થાય.

**ત્રીજા યોગમાં** જન્મ સમયે સૂર્ય ગ્રહણ હોય તો ઉપર કહેલા પહેલા બીજા યોગ પ્રમાણે ફળ જાણવું.

**याते वक्रग्रहर्क्षं जनुषिभृगु सुते मानवस्तोषदायी सीमंतिन्या रतः स्यान्न खलु मदनगं भार्गवं लग्ननाथः। पश्येत्स्वीयालयस्थो यदि रहसि तदा कामिनी तोषदाता न स्यादेवं हिमांशुर्दिनकरसुतयुग् भौमतः खे सुखे वा ॥ १९ ॥**

**અર્થ—પહેલા યોગમાં** જન્મ કાળે શુક્ર વક્ર રાશિમાં ગયો હોય તો તે માણસની સ્ત્રી વ્યભિચારિણી થાય.

**બીજા યોગમાં** લગ્નનો સ્વામી પોતાના ઘરમાં હોય અને તેની સાતમા શુક્ર ઉપર પૂર્ણ દૃષ્ટિ પડતી હોય તો તે પોતાની સ્ત્રી સાથે સંપૂર્ણ સુખ ભોગવે.

**ત્રીજા યોગમાં** શનિની સાથે ચન્દ્રમા મંગળથી ચોથા અગર દશમા ઘરમાં હોય તો ઉપર કહેલા બીજા યોગ પ્રમાણે ફળ આપે.

**क्षोणीपुत्रेण युक्तः प्रथमसुरगुरुर्लग्नतः षष्ठपोयं कामाधिक्यं नराणां जनयाति नि-**

यतं पापदृष्टोविशेषात् । काव्ये स्वीयालयस्थे तदनु मिथुनगे कामवान्मानवः स्यान्मूर्तौ सप्ताश्वसूनौ धनुषि च वृषभे चेत्पुमानल्पकामः ॥ २० ॥

**અર્થ--પહેલા યોગમાં** લગ્ન ભુવનથી છઠ્ઠા ભુવનનો સ્વામી શુક્ર હોય અને તે મંગળની સાથે રહ્યો હોય તો તે માણસ વિષયી થાય, પરંતુ તે શુક્રપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો વધારે વિષયી થાય.

**બીજા યોગમાં** પોતાના ઘરની અંદર અગર મિથુન રાશિમાં શુક્ર હોય તો તે માણસ વિષયી થાય, પરંતુ ધન

અગર વૃષભ રાશિમાં અગર લગ્નભુવનની અંદર શનિ હોય તો તે થોડો વિષયી થાય.

मंदे नक्रेल्पभाषी त्वथरिपुगृहपे वा सुधां शावदृश्ये चेदर्धे संस्थितको भवति जनिमतां नेत्रयोः क्रूरयुक्ते । पश्येत्क्षीणेन चंद्रं यदि भृगुतनयः सूर्यजः पश्यतींदुस्वर्क्षे चंद्रे नभस्थैर्यदि मदनगतैर्वीक्ष्यते पापखेटैः ॥ २१ ॥

અર્થ--પહેલા યોગમાં જન્મ કાળે મકર રાશિમાં શનિ હોય તો તે વૃથા લવલવાટ કરનારો થાય.

બીજા યોગમાં છઠ્ઠા ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે ચક્રના પૂર્વ ભાગમાં

હોય તો તે આંખે વધારે ખોડવાળો થાય.

ત્રીજા યોગમાં ક્ષીણ ચન્દ્રમા હોય અને તેની ઉપર શુક્રની દૃષ્ટિ પડતી ન હોય અને શનિની દૃષ્ટિ પડતી હોય અગર ચન્દ્રમા કર્કનો હોય અને દશમે તથા સાતમે પાપગ્રહ રહ્યા હોય તથા તે ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો ટુંકી નજરનો થાય.

स्यान्नूनं चाल्प नेत्रस्तदनु तनुगतं भूमिजं वाक्षयेशं पश्येद्वाचस्पतिश्चेदसुरकुलगुरुः काणदृङ्मानवः स्यात् । विच्छाया तिग्मभानोः क्षितिभुवि च परो भागगे दृङ्नराणां सौम्ये चिह्नं दृशि स्यादथ वपुषि लये भार्गवे क्रूरदृष्टे ॥ २२ ॥

**અર્થ--પહેલા યોગમાં** લગ્ન ભુવનની અંદર ચન્દ્રમા તથા રાહુપર ગુરુની દૃષ્ટિ હોય તો તે માણસ કાણો થાય.

**બીજા યોગમાં** સૂર્યની પાછળ મંગળ હોય તો તે માણસની આંખ તેજહીન થાય પરંતુ બુધની પાછળ સૂર્ય ગયો હોય તો તેને નેત્રની અંદર કંઈ પણ ખોડ થાય અર્થાત્ ફૂલું ખીલ ઇત્યાદિની વ્યાધી થાય.

**ત્રીજા યોગમાં** શુક્ર લગ્ન ભુવનમાં અથવા આઠમે હોય અને તેનાપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તેને શરીરે કંઈ પણ ખોડ થાય.

नेत्रे पीडाश्रुपातात्तदनु शशिकुजावेक भावे यदाक्ष्णोश्चिह्नं किंचिच्चदानीं ग्रहबलवशतो दृश्यमेवं सुधीभिः । मार्तंडेरिष्फयाते तदनु नवमगे पुत्रगे वा खलाढ्ये दृष्टे वा स्यान्मनस्वी सुविकलनयनः सूर्यगे व्याधियुक्तः ॥ २३ ॥

અર્થ—પહેલા યોગમાં ચંદ્રમા અને મંગળ એક નવમાંસમાં હોય તો નેત્રના અંદર કંઇ પણ ખામી આવે ખરી તથાપિ બીજા ગ્રહના બળાબળ જોઇને ભાવ કહેવો કારણ કે બીજા ગ્રહ સારા હોય તો નેત્રની અંદર કંઇ પણ ખામી નજ આવે.

બીજા યોગમાં બારમે, નવમે તથા

પાંચમે સ્થાનકે પાપગ્રહની સાથે સૂર્ય હોય અગર સૂર્ય ઉપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસને નેત્રની અંદર વ્યાધી થાય. પરંતુ ઉપર કહેલા ભાવમાં પાપગ્રહની સાથે શનિ હોય અગર તેની ઉપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ રોગી થાય.

चंद्रं षष्ठोदयस्थं हिवुकगृहगतः सूर्यसूनुः-प्रपश्येदित्थं लग्नाधिनाथे क्रियभवनगते-मानवो वामनः स्यात्। कोशे पीयूष-भानुर्जलचरगृहगः सौरिणा संयुतो वा मार्तंडे भूमिकेंद्रे यदि भवति तदा दद्रु-मान्पूरुषः स्यात् ॥ २४ ॥

અર્થ—પહેલા યોગની અંદર ચોથા ભુવનમાં શનિ હોય અને તેની પૃષ્ટોદય રાશિમાં ચન્દ્રમાપર દૃષ્ટિ પડતી હોય અગર લગ્નનો સ્વામી મેષ રાશિમાં હોય તો તે માણસ કદની અંદર ઠુંકો-ઠીંગણો-વામનજી થાય.

બીજા યોગમાં મીન રાશિનો ચન્દ્રમા ધન ભુવનમાં હોય અથવા લગ્ન ભુવનની અંદર સૂર્ય રહ્યા હોય તો તે માણસના શરીરે ધાધર તથા ખુજલી આદિ રોગ થાય.

दृष्टे क्रूरैर्नसौम्यैर्यदि रिपुगृहपे चोडुपे प्लीहवान्स्यादेवं कामांगनाथे तदनु

रविसुतस्तुर्यगो नष्टदृष्टिः । क्लीहीस्या-
ल्लग्ननाथे दिनकरतनये क्रूरनिष्पीडिते चे-
त्सौख्यायुक्तमानवः स्यात्तदनु मदनगे
क्लीहवान्हर्षहीनः ॥ २५ ॥

**અર્થ—પહેલા યોગમાં** પહેલા, છઠ્ઠા અને સાતમા ભુવનનો સ્વામી ચન્દ્રમા હોય અને તેના ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય અને માત્ર પાપગ્રહનીજ દૃષ્ટિ હોય તો તે મનુષ્ય નપુંસક થાય.

**બીજા યોગમાં** ચોથા ભુવનની અંદર શનિ હોય અને તેનાપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ આંધળો થાય.

ત્રીજા યોગમાં લગ્નનો સ્વામી શનિ હોય અને તે પાપગ્રહની સાથે ગમે તે સ્થાનમાં હોય અગર તેનાપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ કોઇ દિવસ સુખ ભોગવે નહિ અને તેજ શનિ જો લગ્ને હોય તો નપુંસક થાય.

क्रूराः केंद्रालयस्था वपुषि च विकलाः केंद्रगौ पुष्पवंतौ किं वा लग्ने प्रपश्येत्कविभिनतनयः श्रोणिभागेंगहीनः । काव्य : पातालयायीसुरपतिगुरुणा क्वापि युक्तोर्कसूनुर्भौमो वा रौहिणेयो भवति हि विकलः श्रोणिभागे भुजे द्यौ ॥ २६ ॥

**અર્થ**--**પહેલા યોગમાં** કેન્દ્રસ્થાનમાં પાપગ્રહ, ચન્દ્રમા તથા સૂર્ય હોય તો તે માણસનું શરીર કદરૂપું થાય વાતે યોગને લીધે હાથ, પગ ઝલાઈ જવાથી કામ કરી શકે નહિ.

**બીજા યોગમાં** લગ્ને શુક્ર હોય અને તેનાપર શનિની દૃષ્ટિ પડતી હોય તો તેની કેડ રહી જાય, પરંતુ શુક્ર ચોથા ઘરમાં હોય અને મંગળ, બુધ તથા શનિમાંથી એકાદો ગ્રહ બૃહસ્પતિ સાથે કોઇ સ્થાનમાં હોય તો તે મનુષ્યનાં કેડ, હાથ, પગ વગેરે રહી જાય.

**आयुः पुण्याधिनाथौ यदि खलखचरान्तुर्यगौ पापयुक्तौ जंघावैकल्यवान्स्या-**

तकुजशनिसहिते सैंहिकेये च सूर्ये।
द्वेष्यस्थे तद्वदेवं शनिरिपुगृहपौ रिःफया-
तौ खलैश्चेतद्दृष्टौ तद्वत्तदानीं रविविधुरवि-
जावैरिरंध्रालयस्थाः ॥ २७ ॥

**અર્થ—પહેલા યોગમાં** આઠમા તથા નવમા ભુવનનો સ્વામી પાપગ્રહથી ચોથા ઘર-માં પાપગ્રહની સાથે હોય અગર મંગળ તથા શનિ ગ્રહની સાથે રાહુ તથા સૂર્ય છઠ્ઠે રહ્યા હોય વા છઠ્ઠા ભુવનના સ્વામી તથા શનિપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ લાંબી આયુષ્યવાળો થાય.

**બીજા યોગમાં** સૂર્ય, ચન્દ્ર અને શનિ છઠ્ઠે અગર આઠમે હોય તો તે માણસના હાથે પીડા થાય.

**स्यादार्तिः पंचशाखे तदनु दशमगे सूर्यसूनौ सिताढ्ये क्लीबः स्यात्सूर्यसूनौ व्ययरिपुगृहगे शुक्रतः क्लीबरूपः । पश्येत्सूर्यालयस्थो मदनभवनगं भूमिसूनुं सुधांशुश्चार्कः काणश्च कर्के यदि शुभगृहपो मेषसिंहालिनक्रे ॥ २८ ॥**

**અર્થ—પહેલા યોગમાં** જેના જન્મ સમયે દશમા ઘરમાં શુક્રની સાથે શનિ રહ્યો હોય તો તે માણસ કેવળ નપુંસક થાય.

**બીજા યોગમાં** હર કોઇ રાશિની અંદર શુક્ર રહ્યો હોય તો તે રાશિથી બારમે અગર છઠ્ઠે સ્થાનકે શનિ રહ્યો હોય તો તે માણસ નપુંસક થાય.

ત્રીજા યોગમાં સિંહ રાશિની અંદર ચન્દ્રમાની તથા કર્ક રાશિમાં રવિની દૃષ્ટિ સાતમા મંગળપર પડતી હોય અગર નવમા ભુવનનો સ્વામી જો મેષ, સિંહ, વૃશ્ચિક અને મકર, એમાંથી એકાદા સ્થાને હોય તો તે માણસ કાણો થાય.

अन्योऽन्यं पश्यतश्चेत्तरणिहिमकरौ तत्तनूजौ मिथो वा भूसूनुः पश्यतीनं सप्तभवनगतं त्वंगचंद्रौ यदौजे । ओजर्क्षे युग्मराशौ हिमकरशशिजौ भूसुतेनेक्षितौ चेत्पुंराशौ लग्नशुक्रौ तदनु हिमकरः क्लीबयोगाः षडेते ॥ २९ ॥

**અર્થ--પહેલા યોગમાં** વિષમ રાશિની અંદર સૂર્ય અને સમ રાશિની અંદર ચન્દ્રમા અન્યોન્ય એક બીજાને દેખતા હોય તો તે મનુષ્ય નપુંસક થાય.

**બીજા યોગમાં** વિષમ રાશિમાં શનિ અને સમ રાશિમાં બુધ અન્યોન્ય એક બીજાને દેખતા હોય તો તે માણસ નપુંસક થાય.

**ત્રીજા યોગમાં** સમ રાશિમાં સૂર્ય તથા વિષમ રાશિમાં મંગળ જો એક બીજાને પરસ્પર દેખતા હોય તો તે માણસ નપુંસક થાય.

**ચોથા યોગમાં** લગ્ન ભુવનની અંદર ચન્દ્રમા વિષમ રાશિમાં હોય અને તે-નાપર સમ રાશિમાં મંગળની દૃષ્ટિ પ-ડતી હોય તો તે માણસ નપુંસક થાય.

**પાંચમા યોગમાં** ચન્દ્રમા તથા બુધ અનુક્રમે વિષમ તથા સમ રાશિમાં રહ્યા હોય અને તેનાપર સમ રાશિમાં મંગ-ળની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ નપુંસક થાય.

**છઠ્ઠા યોગમાં** લગ્ન ભુવનની અંદર શુક્ર અને ચન્દ્રમા જો પુરુષ ગ્રહની રા-શિમાંના નવમાંસમાં હોય તો તે મા-ણસ નપુંસક થાય.

आयुःस्थानोपयाते धरणिसुतयुते भार्गवे वातकोपात्काव्ये भौमेनयुक्ते कुजभवनगते भूमिजा मुष्कवृद्धिः। भौमर्क्षे काव्यचंद्रौ सुरपतिगुरुणा सूर्यजेनाथ दृष्टौ नूनं स्यान्मानवानां जनुषि कललजा मुष्कवृद्धिर्नितातम् ॥ ३० ॥

અર્થ—પહેલા યોગમાં મંગળની સાથે શુક્ર આઠમા ભુવનમાં રહ્યો હોય તો તે માણસને અંડ વૃદ્ધિ થાય.

બીજા યોગમાં મંગળની સાથે શુક્ર રહ્યો હોય અને તે મંગળનાજ ઘરમાં ગયો હોય તો તે માણસને હવા, પાણી તથા કફથી અંડ વૃદ્ધિનો રોગ થાય.

**ત્રીજા યોગમાં** જન્મકાળે મંગળના ઘરમાં શુક્ર અગર ચન્દ્ર હોય તથા તેનાપર ગુરુ તથા શનિની દૃષ્ટિ પડતી હોય તો તે માણસને રક્તના બગાડથી અંડ વૃદ્ધિ થાય.

**क्रूरैर्दृष्टे विलग्ने सुविकृतरदनश्चापगो मेषसंज्ञे खल्वाटः पापलग्ने धनुषि गवि तथालोकिते क्रूरखेटैः । धर्मार्थात्यांत्मजस्था यदि खलखचरा बंधभाक्पूरुषः स्यादेवं लग्ने क्रिये वा धनुषि गवि तथा रश्मिजं बंधनं नुः ॥ २१ ॥**

**અર્થ—પહેલા યોગમાં** ધન, વૃષભ, અગર મેષ લગ્ન હોય અને તેનાપર પા-

પગ્રહની દૃષ્ટિ પડતી હોય તો દંત રો-
ગ થાય.

**બીજા યોગમાં** ધન અગર વૃષભ લગ્ન હોય અને તે પાપગ્રહની સાથે હોય, વળી તેનાપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસના માથામાં ટાલ પડે.

**ત્રીજા યોગમાં** બીજા, પાંચમા, નવમા તથા બારમા ભુવનમાં પાપગ્રહ રહ્યા હોય તો તે માણસ બંધન (કેદ) ભોગવે; પણ જો મેષ, વૃષભ અગર ધન લગ્ન હોય અને તે સાથે પાપગ્રહ રહ્યા હોય તો રજ્જુબંધન (દોરીથી બંધન) ભોગવે.

दुर्गंधिर्दानवेज्ये शनिभवनगते मानवो विग्रहे स्यात्द्वेष्याधीशे बुधर्क्षे तदनु मकरगे तद्वदत्राथ काव्ये । केंद्रस्थे तेन युक्तस्यादथ कविरविजौ स्वीयहद्दायुतौ चेत्तद्वच्चंद्रेऽजयाते तनुसदनगते चाननेस्याद्दिगंधः ॥ ३२ ॥

અર્થ--પહેલા યોગમાં શનિની રાશિમાં શુક્ર હોય; મિથુન, કન્યા અગર મકર રાશિમાં છઠ્ઠા ભુવનનો સ્વામી હોય; શુક્ર બુધની રાશિમાં હોય અગર બુધની સાથે કેન્દ્રસ્થાનમાં હોય અને શુક્ર તથા શનિ પોતાના ત્રિંશાંસમાં હોય તો તે માણસનું શરીર દુર્ગંધ મારે.

બીજા યોગમાં મેષ રાશિનો ચન્દ્રમા લગ્ન ભુવનમાં હોય તો તે માણસના મોઢામાંથી દુર્ગંધિ આવે.

एवं ग्रहाणां सदसत्फलानां योगाद्ग्रहज्ञैरनुयोजनीयम् । शुभाशुभं जन्मनि मानवानां फलं सुमत्या प्रविचार्य नूनम् ॥ ३३ ॥

અર્થ—પહેલા યોગમાં જે સ્થાને જે ગ્રહો પડયા હોય, તે યોગથી વિચાર કરી પછીથી દરેક માણસને સારાં નરસાં ફળોના ગ્રહભાવ કેહેવા.

हृद्यैः पद्यैर्गुम्फिते सूरितोषेऽलंकाराख्ये जातके मंजुलेऽस्मिन् । योगाध्यायः

श्रीगणेशेन वर्यैर्वृत्तैर्युक्तो रामरामैः प्रणीतः ॥ ३४ ॥

**અર્થ**—શ્રી ગણેશ કવિએ જાતકશાસ્ત્ર જાણનારાઓને અર્થે આ જાતકાલંકાર નામે ગ્રંથના ત્રીજા અધ્યાયના ૩૩ વૃત્તમાં યોગાધ્યાય કહ્યો.

**અધ્યાય ૩ જો સમાપ્ત.**



# अध्याय ४ थो.



## વિષ કન્યા યોગ.

भौजंगे कृत्तिकायां शतभिषजि तथा सूर्यमंदारवारे भद्रासंज्ञे तिथौ या किल जननमियात्साकुमारी विषाख्या। लग्नस्थौ सौम्यखेटावशुभगगनगश्चैक आस्ते ततौ द्वौ वैरिक्षेत्रानुयातौ यदि जनुषि तदा साकुमारी विषाख्या ॥ १ ॥

અર્થ—પહેલા યોગમાં આશ્લેખા, કૃત્તિકા અને શતતારકા નક્ષત્રની અંદર;–રવિ, શનિ અને મંગલવારે;–બીજ સાતમ

અને બારસ તિથિએ જો કન્યા જન્મે તો તે વિષ કન્યા સમજવી.

**નક્ષત્ર, વાર અને તિથિ યુક્ત બીજા યોગમાં** આશ્લેખા નક્ષત્ર, રવિવાર તથા બીજ તિથિની અંદર;—કૃત્તિકા નક્ષત્ર, શનિવાર તથા સાતમ તિથિની અંદર;—અને શતતારકા નક્ષત્ર, મંગલવાર તથા બારસ તિથિની અંદર જો કન્યા જન્મે તો તે વિષ કન્યા જાણવી.

**ત્રીજા યોગમાં** કન્યાના જન્મ વખતે લગ્ન ભુવનની અંદર બે શુભ ગ્રહ હોય તથા દશમે એક પાપગ્રહ હોય અને છઠ્ઠા ભુવનમાં બે પાપગ્રહ હોય તો તે વિષ કન્યા જાણવી.

मंदाश्लेषाद्वितीया यदि तदनु कुजे सप्तमी वारुणर्क्षे द्वादश्यां च द्विदैवं दिनमणिदिवसे यज्जनिः सा विषाख्या। धर्मस्थो भूमिसूनुस्तनुसदनगतः सूर्यसूनुस्तदानीं मार्तंडः सूनुयातो यदि जनिसमये सा कुमारी विषाख्या ॥ २ ॥

અર્થ—પહેલા યોગમાં શનિવાર, આશ્લેષા નક્ષત્ર અને બીજઃ— મંગળવાર, શતતારકા નક્ષત્ર અને સાતમેઃ— રવિવાર, વિશાખા નક્ષત્રઃ—અને બારસે જન્મ થએલી કન્યાને વિષ કન્યા સમજવી.

બીજા યોગમાં જન્મ કાળે મંગળ નવમે સ્થાનેઃ—શનિ પહેલે સ્થાનેઃ—તથા

રવિ પાંચમે સ્થાને હોય તો તે વિષ કન્યા જાણવી.

## વિષ કન્યા ભંગ યોગ.

लग्नादिंदोः शुभो वा यदि मदनपतिर्द्यूनयायी विषाख्या दोषं चैवानपस्रं तदनु च नियतं हंति वैधव्यदोषम्। इत्थं ज्ञेयं ग्रहज्ञैः सुमतिभिरखिलं योगजातं ग्रहाणामार्यैरार्यानुमत्या मतमिह गदितं जातके जातकानाम् ॥ २ ॥

**અર્થ—પહેલા યોગમાં** જન્મ કાળના લગ્નથી અગર ચન્દ્રમાથી સાતમા ભુવનનો સ્વામી અગર શુભ ગ્રહ સાતમે સ્થાનકે રહ્યા હોય તો તેના વિષ કન્યા દોષ તથા વૈધવ્ય દોષ નાશ પામે.

એ પ્રકારે આ જાતક શાસ્ત્રમાં વિદ્વાન માણસોની સંમતિથી યોગનાં ફળો કહેલાં છે, સુજ્ઞ ગ્રહજ્ઞોએ આ અવશ્ય જાણવું.

**हृद्यैः पद्यैर्गुंफिते सूरितोषे लंकाराख्ये जातके मंजुलेऽस्मिन् । कन्याध्यायःश्री- गणेशेन वर्यैर्वृत्तैर्युक्तो वह्निसंख्यैर्विषाख्य : ॥ ४ ॥**

**અર્થ**—શ્રી ગણેશ કવિએ જાતક શાસ્ત્ર જાણનારાઓને અર્થે જાતકાલંકાર નામના ગ્રંથની અંદર ચોથા અધ્યાયમાં ત્રણ વૃત્તથી વિષ કન્યા યોગ કહ્યો છે.

## અધ્યાય ૪ થો સમાપ્ત.



# अध्याय ५ मो.



आयुर्मुलं जन्मिनां जीवनं च ह्याजीवानां निर्जराणां सुधेव । एवं प्राहुः पूर्वमाचार्यवर्यास्तस्मादायुर्दायमेनं प्रवक्ष्ये ॥ १ ॥

**અર્થ**—દરેક માણસને આયુષ્ય વિષે પ્રથમજ જોવાનું છે, પરંતુ જ્યારે દૈત્ય દેવતાઓએ સમુદ્ર મંથન કરીને ચૌદ રત્ન કાઢયાં તેમાં અમૃત પણ નીકળ્યું હતું. પછી તે (અમૃત) પીને અમર થવાને ઇચ્છતા એવા દેવોએ શ્રીકૃષ્ણને

વિનતિ કરી ત્યારે ભગવાને તે અમૃત દેવતાઓને પાયાથી તેઓ રાજી થયા; તેવીજ રીતે દરેક માણસને પોતાના આયુષ્યથી વધારે કંઇજ નથી, એવું પ્રાચીન કાળના આચાર્યોએ કહેલું છે, પરંતુ દરેક માણસો પોતાનું આયુષ્ય ગ્રહના યોગથી કેટલાં વર્ષ ભોગવે છે, તે સર્વ કહું છું.

**लग्नाधीशोऽतिवीर्यो यदि शुभविहगैरीक्षितः केंद्रयातैर्दद्यादायुः सुदीर्घं गुणगणसहितं श्रीयुतं मानवानाम् । सौम्याःकेंद्रालयस्था जनुषि च रजनीनायके स्वीयतुंगे वीर्याढ्ये लग्ननाथे वपुषि च शरदां षष्टिरायुर्नराणाम् ॥ २ ॥**

**અર્થ--પહેલા યોગમાં** લગ્નનો સ્વામી બળવાન્ થયો હોય અને તેનાપર કેન્દ્રસ્થાને રહેલા ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ ગુણવાન્, સંપત્તિવાન્ અને લાંબી આયુષ્યવાળો થાય છે.

**બીજા યોગમાં** જન્મકાળે શુભ ગ્રહ કેન્દ્રસ્થાનમાં હોય અને ચન્દ્રમા ઉંચ સ્થાનકે રહ્યો હોય તથા લગ્નનો સ્વામી લગ્ન ભુવનમાં રહીને બળવાન હોય તો તે માણસની સાઠ વર્ષની આયુષ્ય થાય.

**सौम्याः केंद्रालयस्था वपुषि सुरगुरौ लग्नतो वा सुधांशोरायुर्युक्तं न दृष्टं न च गगनगतैः सप्ततिर्वत्सराणाम् ।**

याता मूलत्रिकोणे शुभगगनचराः स्वीय-
तुंगे सुरेज्ये लग्नाधीशेऽतिवीर्ये गगनवसु-
समातुल्यमायुर्नराणाम् ॥ ३ ॥

**અર્થ—પહેલા યોગમાં** લગ્ન ભુવન વા ચન્દ્રમાથી કેન્દ્રસ્થાનમાં શુભ ગ્રહ રહ્યો હોય અગર ગુરુ લગ્ને હોય વા આઠમા ભુવન ઉપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય અથવા આઠમે પાપગ્રહ રહ્યા હોય તો તે માણસની આયુષ્ય સત્તર વર્ષની જાણવી.

**બીજા યોગમાં** શુભ ગ્રહ મૂળ ત્રિ-કોણમાં હોય, વા ગુરુ ઉંચ સ્થાનમાં હોય તથા લગ્નેશ બળવાન હોય તો એંશી વર્ષની આયુષ્ય જાણવી.

सौम्ये केंद्रेऽतिवीर्ये यदि निधनपदं खेटहीनंसमाः स्युस्त्रिंशत्सौम्येक्षितं चेद्गगनहिमकरैः संयुतोऽथो स्वभे चेत् । स्वत्र्यंशे चामरेज्ये मुनिनयनमितं स्वर्क्षगो लग्नगो वा चंद्रे द्यूने शुभश्चेद्गगनरसमितं कोणगाः सौम्यखेटाः ॥ ४ ॥

**અર્થ—પહેલા યોગમાં** બુધ બળવાન્ હોય અને કેન્દ્રસ્થાનકે રહ્યો હોય, તથા આઠમે કોઇ ગ્રહ ન હોય તો તે માણસની ત્રીશ વર્ષની આયુષ્ય જાણવી પરંતુ આઠમે શુભ ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો ચાલીશ વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** ગુરુ પોતાની રાશિ-

માં રહ્યો હોય તો સત્તાવિશ વર્ષની આયુષ્ય જાણવી.

ત્રીજા યોગમાં ચન્દ્રમા પોતાના ધરમાં અગર લગ્ને રહ્યો હોય તથા સાતમે શુભ ગ્રહ રહ્યો હોય તો સાઠ વર્ષની આયુષ્ય જાણવી.

ચોથા યોગમાં પાંચમે તથા નવમે શુભ ગ્રહ રહ્યો હોય અને બૃહસ્પતિ, કર્ક અથવા વૃશ્ચિક લગ્નમાં હોય તો એંશી વર્ષની આયુષ્ય જાણવી.

कीटे लग्ने सुरेज्ये यदि भवति तदा खाष्टतुल्यं लयेशो धर्मेऽगे चांगनाथे निधनभवनगो क्रूरदृष्टेऽब्धिहस्ताः । ल

**ग्राधीशाष्टनाथौ लयभवनगतौ सप्तविंशद्विलग्ने क्रूरेज्यौ चंद्रदृष्टौ यदि निधनगतः कश्चनास्ते द्विपक्षाः ॥ ९ ॥**

**અર્થ--પહેલા યોગમાં** આઠમા ભુવનનો સ્વામી નવમે અગર લગ્ને રહ્યો હોય અથવા લગ્ન ભુવનનો સ્વામી આઠમે રહ્યો હોય અને તેની ઉપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો ચોવીશ વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** આઠમા ભુવનનો સ્વામી તથા લગ્ન ભુવનનો સ્વામી આઠમેજ રહ્યા હોય તો સત્તાવીશ વર્ષની આયુષ્ય જાણવી.

ત્રીજા યોગમાં પાપગ્રહની સાથે ગુરુ લગ્ને રહ્યો હોય અને તેની ઉપર ચન્દ્રમાની દૃષ્ટિ પડતી હોય તથા આઠમે કોઇ પણ ગ્રહ રહ્યો હોય તો બાવીશ વર્ષની આયુષ્ય જાણવી.

लग्नेंदू क्रूरहीनौ वपुषि सुरगुरौ रंध्रभं खेटहीनं केंद्रे सौम्ये खशैलाः सितविबुधगुरू स्याच्छतं केंद्रगौ चेत् । वागीशे कर्कलग्ने शतमिह भृगुजे केंद्रगेऽथार्कसूनौ धर्मांगस्थे सुधांशौ व्ययनवमगते हायनानां शतं स्यात् ॥ ६ ॥

અર્થ—પહેલા યોગમાં પાપગ્રહની સાથે તથા લગ્ને ચંદ્રમા ન હોય પણ

લગ્ને ગુરુ હોય અને આઠમે કોઇ ગ્રહ ન હોય તેમ કેંદ્રસ્થાનમાં શુભ ગ્રહ રહ્યો હોય તો સત્તર વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** શુક્ર તથા ગુરુ કેંદ્રસ્થાનમાં હોય,

**ત્રીજા યોગમાં** ગુરુ કર્ક લગ્નમાં હોય તથા શુક્ર કેંદ્રસ્થાનમાં હોય,

**ચોથા યોગમાં** શનિ લગ્ને અગર આઠમે હોય,

**પાંચમાં યોગમાં** ચંદ્રમા લગ્ને અગર બારમે હોય તો તે માણસની સો વર્ષની આયુષ્ય જાણવી.

धीकेंद्रायुर्नवस्था यदि खलखचरा नो
मुरोर्भे विलग्ने केंद्रे काव्ये गुरौ वा
शुभमपि निधनं सौम्यदृष्टं शतं स्यात् ।
लग्नादिंदोर्न खेटा यदि निधनगता वी-
र्यभाजौ सितेज्यौ पूर्णायुः स्वीयराशौ
शुभगगनचराः षष्ठिरंगोच्चगेऽब्जे ॥ ७ ॥

અર્થ—પહેલા યોગમાં પાંચમા, નવમા તથા આઠમા ભુવનને વિષે વા કેંદ્રસ્થાનમાં પાપગ્રહ ન રહ્યા હોય, ધન અથવા મીન લગ્નમાં તથા કેંદ્રસ્થાનને વિષે ગુરૂ અથવા શુક્ર હોય, તેમજ આઠમા અથવા નવમા ભુવન ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો સો વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** લગ્ન ભુવનથી અગર ચંદ્રમાથી આઠમા ભુવનમાં કોઇ ગ્રહ ન હોય અને ગુરુ તથા શુક્ર બળવાન હોય તો તે માણસની પૂરે પૂરી એકસો આઠ વર્ષની આયુષ્ય જાણવી.

**ત્રીજા યોગમાં** શુભગ્રહ પોતાની રાશિમા હોય તથા ચંદ્રમા ઉંચસ્થાનમાં લગ્ને રહ્યો હોય તો સાઠ વર્ષની આયુષ્ય જાણવી.

**कोदंडांत्यार्धमंगं यदि सकलखगाः स्वोच्चगा ज्ञे जिनांशैर्गोस्थे पूर्णे च केंद्रे सुरपतिभृगुजौ लाभगेऽब्जे परायुः । शुक्रे मीने तनुस्थे निधनगृहगते सौम्यदृष्टे**

सुधांशौ जीवे केंद्रे शतं स्यादथ तनुगृ-
हपे छिद्रगे पुष्करेऽब्जे ॥ ८ ॥

અર્થ--પહેલા યોગમાં ધન અગર મીન રાશિના અર્ધ ભાગમાં જે લગ્ન હોય, અને બુધ વૃષભ રાશિમાં રહ્યો હોય; તેમ બીજા ગ્રહ ઉંચ સ્થાનમાં રહ્યા હોય તો તે માણસની આયુષ્ય સો વર્ષની જાણવી.

બીજા યોગમાં ગુરુ અને શુક્ર કેન્દ્રસ્થાનમાં હોય તથા ચન્દ્રમા અગિયારમે રહ્યો તો એકસો વીશ વર્ષની આયુષ્ય જાણવી.

ત્રીજા યોગમાં શુક્ર મીન લગ્નમાં હોય અને ચન્દ્રમા આઠમે રહ્યો હોય,

તેમ તેની ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ પ-
ડતી હોય તથા ગુરુ કેન્દ્રસ્થાનમાં હોય
તો સો વર્ષની આયુષ્ય જાણવી.

**वागीशे वीर्ययुक्ते नवमभवनगाः सर्व-
खेटाः शतायुः कर्केगे जीवचंद्रौ सहज-
रिपुभवे सत्कविज्ञौ च केंद्रे । केंद्रे सू-
र्यारमंदा गुरुनवलवगा वाक्पतौ लग्नयाते
व्यष्टस्थानेषु शेषाः शरगजतुलितं स्यान्न-
राणां तदायुः ॥ ९ ॥**

અર્થ—પહેલા યોગમાં લગ્ન ભુવનનો
સ્વામી આઠમે રહ્યો હોય, ચન્દ્રમા દ-
શમે રહ્યો હોય, ગુરુ બળવાન હોય
અને બીજા ગ્રહ નવમે હોય તો તે
માણસની આયુષ્ય સો વર્ષની જાણવી.

બીજા યોગમાં ગુરુ અને ચન્દ્રમા કર્ક લગ્નમાં રહ્યા હોય અને શુભ ગ્રહની સાથે બુધ અને શુક્ર ત્રીજે, છઠ્ઠે તથા અગિયારમે સ્થાને વા કેન્દ્રસ્થાનમાં રહ્યા હોય તો સો વર્ષની આયુષ્ય જાણવી.

ત્રીજા યોગમાં રવિ, મંગળ અને શનિ ગુરૂના નવમાંસમાં હોય, વા કેન્દ્રસ્થાનમાં હોય અથવા લગ્ને ગુરૂ હોય અને બાકીના જેટલા ગ્રહ હોય તેટલા આઠમે અગર બીજા ભુવનમાં હોય તો તે માણસની પંચાશી વર્ષની આયુષ્ય જાણવી.

क्रूराः सौम्यांशयाता उपचयगृहगाः कातराः कंटकस्थाः सौम्या व्योमार्कसंख्या यदि तनुपकुजौ रंध्रगौ नोपरायुः । केंद्रे लग्नेशजीवौ नवसुतनिधने कंटके नो खलाख्याः संपूर्ण पापखेटा यदि गुरु जलगा जीवभावे च सौम्याः ॥ १० ॥

અર્થ—પહેલા યોગમાં શુભ ગ્રહના નવમાંસમાં જો પાપગ્રહ રહ્યા હોય,

બીજા યોગમાં લગ્નથી ત્રીજા, છઠ્ઠા, દશમા અને અગિયારમા સ્થાનમાં જો પાપગ્રહ રહ્યા હોય અને

ત્રીજા યોગમાં શુભ ગ્રહ કેન્દ્રસ્થાનકમાં રહ્યા હોય તો એકસો વીશ વ-

ર્ષની આયુષ્ય જાણવી, પરંતુ કોઇ પુરુ-
ષને સૂર્ય અથવા મંગળ આઠમે સ્થાનકે
રહ્યા હોય તો તેની એકસો વીશ વર્ષની
પૂર્ણ આયુષ્ય જાણવી.

**ચોથા યોગમાં** લગ્ન ભુવનનો સ્વામી
અગર ગુરૂ કેન્દ્રસ્થાનમાં હોય, તથા

**પાંચમા યોગમાં** પાંચમા અગર આ-
ઠમા ભુવનમાં વા કેન્દ્રસ્થાનને વિષે પા-
પગ્રહ ન રહ્યા હોય તો એકસો આઠ
વર્ષની આયુષ્ય જાણવી.

**युग्मर्क्षांशे गता वा व्ययधनगृहगाश्चे-
च्छुभाः शीतभानुः संपूर्णो लग्नयायी श-
तमिह जनिनामिंदिरामंदिरं स्यात् ।**

लग्नेशे सौम्ययुक्ते वपुषि च लयपे रंध्र-
गे नान्यदृष्टे विंशत्केंद्रे लयेशे बलिवियु-
जि तथा लग्नपे त्रिंशदायुः ॥ ११ ॥

**અર્થ—પહેલા યોગમાં** પાપગ્રહ ચોથા અગર નવમા ભુવનમાં રહ્યા હોય વા શુભ ગ્રહના નવમાંસમાં હોય અથવા સમ રાશિના નવમાંસમાં હોય,

**બીજા યોગમાં** શુભગ્રહ બીજા તથા બારમા ભુવનમાં હોય અને ચંદ્રમા બીજે રહ્યો હોય તો સો વર્ષની આયુષ્યવાળો તથા ધનવાન થાય.

**ત્રીજા યોગમાં** શુભ ગ્રહની સાથે લગ્ન ભુવનનો સ્વામી લગ્નેજ રહ્યો હોય અને

આઠમા ભુવનનો સ્વામી આઠમેજ રહ્યા હોય તથા બીજા ગ્રહોની દૃષ્ટિ પડતી ન હોય તો વીશ વર્ષની આયુષ્ય જાણવી.

ચોથા યોગમાં આઠમા ભુવનનો સ્વામી અથવા લગ્ન ભુવનનો સ્વામી કેંદ્રસ્થાનમાં હોય અને તે બલહીન રહ્યા હોય તો ત્રીશ વર્ષની આયુષ્ય જાણવી.

इंदावापोक्लिमस्थे तदनु तनुपतौ निर्बले पापदृष्टे दंतैस्तुल्यं ततोऽर्कः खलखगविवरे लग्नगोऽब्जत्रिसंख्यम् । रिष्फे केंद्रे सुरेज्ये गुरुरिपुसहजे स्यात्सपापेंऽगनाथे रामाब्दं कर्कलग्ने कुजतुहिनकरौ केंद्ररंध्रं ग्रहोनम् ॥ १२ ॥

**અર્થ—પહેલા યોગમાં** આપોક્લિમ સ્થાનને વિષે લગ્ન ભુવનનો સ્વામી અને ચંદ્રમા બલહીન રહ્યા હોય અને તેની ઉપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય તો બત્રીશ વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** પાપગ્રહની મધ્યમાં સૂર્ય લગ્ને રહ્યો હોય તો એકત્રીશ વર્ષની આયુષ્ય જાણવી.

**ત્રીજા યોગમાં** ગુરુ બારમે અગર કેંદ્ર-સ્થાનમાં રહ્યો હોય અને નવમા, છઠ્ઠા વા ત્રીજા ભુવનમાં પાપગ્રહની સાથે લગ્ન ભુ-વનનો સ્વામી રહ્યો હોય તો તે માણસની ત્રણ વર્ષની આયુષ્ય જાણવી.

ચોથા યોગમાં ચંદ્રમા અને મંગળ કર્ક લગ્નને વિષે રહ્યા હોય અને કેંદ્રસ્થાનમાં તથા આઠમા ભુવનને વિષે કોઇ ગ્રહ ન રહ્યા હોય તો ત્રણ વર્ષની આયુષ્ય જાણવી.

रामाब्दं स्याल्लयेशे वपुषि च निधनं सौम्यहीनं खवेदा लग्नेशो रंध्रयातो वपुषि निधनपः स्यान्नृणां बाणसंख्यम् । नक्रे तिग्मांशुमंदौ सहजरिपुगतौ कंटके रंध्रनाथे पारावाराब्धिसंख्यं तदनु शुभखगाः सल्लवर्क्षेऽत्र खाग्निः ॥ १२ ॥

અર્થ--પહેલા યોગમાં આઠમા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય તથા આઠમા ભુવનમાં શુભગ્રહ રહ્યો હોય તો ચાલીશ

વર્ષની આયુષ્ય જાણવી. પરંતુ લગ્ન ભુવનનો સ્વામી આઠમે હોય અને આઠમા ભુવનનો સ્વામી લગ્ને હોય તો પાંચ વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** શનિ અને રવિ મકર રાશિમાં હોય વા ત્રીજે અગર છઠ્ઠે રહ્યા હોય અને આઠમા ભુવનનો સ્વામી કેન્દ્રસ્થાનમાં હોય તો ચમ્માલીશ વર્ષની આયુષ્ય જાણવી.

**ત્રીજા યોગમાં** શુભ ગ્રહના નવમાંસમાં અથવા શુભ ગ્રહની રાશિમાં શુભ ગ્રહજ રહ્યો હોય તો ત્રીશ વર્ષની આયુષ્ય જાણવી.

क्रूरैर्दृष्टेऽगनाथे यदि शुभविहगा वीर्यवंतः सुधांशौ संस्थे सौम्ये गणे चेद्गुणगुनितुलितं रंध्रगैर्मध्यमायुः । स्याच्चंद्राद्रह्नि पापैरथ तपनसुते द्व्यंगलग्ने हि याते रिष्फेशे रंध्रनाथे यदि बलरहिते कंकपत्राक्षिसंख्यम् ॥ १४ ॥

અર્થ—પહેલા યોગમાં લગ્ન ભુવનના સ્વામી ઉપર પાપગ્રહની દૃષ્ટિ પડતી હોય : શુભ ગ્રહ બળવાન હોય અને ચન્દ્રમા કોઇ ભુવનમાં રહ્યો હોય પણ જો શુભ ગ્રહના નવમાંસમાં રહ્યો તો ત્રાતેર વર્ષની આયુષ્ય જાણવી.

બીજા યોગમાં ચન્દ્રમાથી આઠમે પાપગ્રહ રહ્યો હોય તો તે માણસનો

દિવસે જન્મ થયો છે એમ જાણવું અને તેને મધ્યમ આયુષ્યવાળો જાણવો.

**ત્રીજા યોગમાં** શનિ વિસમ ભુવનની સંજ્ઞામાં હોય તો તથા

**ચોથા યોગમાં** લગ્ન ભુવનનો તથા બારમા ભુવનનો સ્વામી અને આઠમા ભુવનનો સ્વામી બળહીન હોય તો પચ્ચીશ વર્ષની આયુષ્ય જાણવી.

**कर्केऽगे सप्तसप्तौ खलविहगयुते पुष्करस्थे द्विजेशे केंद्रे याते सुरेज्ये शरविशिखमितं पुष्करे नीरगे वा । सौम्ये पीयूषभानौ व्ययनिधनगते देहगे वा कवीज्यावेकर्क्षे व्योमबाणैर्व्ययरिपुनिधने लग्ननाथाढ्यचंद्रे ॥ १९ ॥**

**અર્થ--પહેલા યોગમાં** પાપગ્રહની સાથે સૂર્ય કર્ક લગ્નમાં હોય તથા દશમે ચન્દ્રમા અને ગુરૂ કેન્દ્રસ્થાનમાં હોય તો પંચાવન વર્ષની આયુષ્ય જાણવી.

બીજા **યોગમાં** બુધ દશમે અગર ચોથે હોય; ચન્દ્રમા બારમે અગર આઠમે હોય અને ગુરૂ તથા શુક્ર એક રાશિમાં કોઇ સ્થાનને વિષે રહ્યા હોય તો પચાસ વર્ષની આયુષ્ય જાણવી.

**ત્રીજા યોગમાં** લગ્ન ભુવનના સ્વામીની સાથે ચન્દ્રમા બારમે, છઠ્ઠે અને આઠમે, એમાંથી એકાદે સ્થાનકે હોય તો અઠ્ઠાવન વર્ષની આયુષ્ય જાણવી.

शन्यंशे लग्ननाथे भुजगशरमितं स्याद्थो सौम्यखेटा रंध्रोना देहनाथो व्ययरिपुनिधने पापयुक्षष्टिरायुः । राशीशो लग्ननाथो दिनमणिसहितो मृत्युगो वाक्पतिश्चेन्नो केंद्रे षष्टिरायुर्वपुषि दिनपतिः शत्रुभौमान्वितश्चेत् ॥ १६ ॥

**અર્થ—પહેલા યોગમાં** આઠમા ભુવનને વિષે શુભ ગ્રહ હોય અને છઠે, આઠમે તથા બારમે, એમાંથી એકાદે સ્થાનકે લગ્ન ભુવનનો સ્વામી પાપગ્રહની સાથે રહ્યો હોય તો સાઠ વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** રવિની સાથે ચન્દ્રમા તથા લગ્ન ભુવનનો સ્વામી આઠમે રહ્યો

હોય અને ગુરૂ કેન્દ્રસ્થાનમાં ન રહ્યો હોય તો સાઠ વર્ષની આયુષ્ય જાણવી.

ત્રીજા યોગમાં સૂર્ય પોતાના શત્રુ તથા મંગળની સાથે ન હોય અને લગ્ને હોય; તથા ગુરૂ કોઇ સ્થાનમાં બળહીન હોય અને બારમે અગર પાંચમે ચન્દ્રમા હોય તો સત્તર વર્ષની આયુષ્ય જાણવી.

वागीशे हीनवीर्ये व्ययतनुजगते यामिनीशे खशैला धर्मे सर्वैः परायुः खलखगलवगैः केंद्रयातैरशीतिः । क्रूरैः क्रूरर्क्षयातैः शुभभवनगतैः सौम्यखेटैः सवीर्यैर्लग्नेशे स्यात्परायुः सुतभवनगतैः षष्टिरायुर्नराणाम् ॥ १७ ॥

**અર્થ—પહેલા યોગમાં** નવમા ભુવનને વિષે પાપગ્રહ તથા શુભ ગ્રહ હોય તો એકસો વીશ વર્ષની આયુષ્ય જાણવી અને તે ગ્રહ પાપગ્રહના નવમાંસમાં અગર કેંદ્રસ્થાનમાં રહ્યા હોય તો એંશી વર્ષની આયુષ્ય જાણવી.

**બીજા યોગમાં** પાપગ્રહની રાશિને વિષે પાપગ્રહ રહ્યા હોય અને શુભ ગ્રહની રાશિમાં શુભ ગ્રહ રહ્યા હોય અને લગ્ન ભુવનનો સ્વામી બળવાન્ હોય તો એકસો વીશ વર્ષની આયુષ્ય જાણવી.

**ત્રીજા યોગમાં** પાપગ્રહ તથા શુભ ગ્રહ પાંચમે હોય તો સાઠ વર્ષની આયુષ્ય જાણવી.

सारंगस्यांत्यभागे यदि वपुषि गते चाद्यभागे च केंद्रे सौम्यैः खेटैः शतं स्याद्वसुसहजसुखे स्याच्चिरायुः समस्तैः । लग्नात्प्रालेयभानोर्निधनसधनपे रिष्फकेंद्रेऽष्टविंशत्केंद्रे सौम्यग्रहोने यदि मृतिभवने कश्चिदास्ते खरामाः ॥ १८ ॥

અર્થ—પહેલા યોગમાં ધન રાશિના નવમાંસમાં અગર કેન્દ્રસ્થાનમાં શુભ ગ્રહ રહ્યા હોય તો તે માણસની સો વર્ષની આયુષ્ય જાણવી.

બીજા યોગમાં શુભ ગ્રહ તથા પાપગ્રહ બીજા, ત્રીજા અને ચોથા સ્થાનમાં રહ્યા હોય તો સો વર્ષની આયુષ્ય જાણવી.

**ત્રીજા યોગમાં** ચન્દ્રમાથી અગર લગ્ન ભુવનથી બારમે અગર કેન્દ્રસ્થાનમાં આઠમા ભુવનનો સ્વામી રહ્યો હોય તો અઠ્ઠાવીશ વર્ષની આયુષ્ય જાણવી.

**ચોથા યોગમાં** કેન્દ્રસ્થાનની અંદર શુભ ગ્રહ ન રહ્યા હોય અને આયુષ્ય ભુવનમાં એટલે આઠમા ભુવનમાં કોઇ શુભ ગ્રહ રહ્યો હોય તો ત્રીશ વર્ષની આયુષ્ય જાણવી.

**क्षीणे प्रालेयभानौ यदि खलखचरौ मृत्युगो मृत्युनाथः केंद्रस्थो लग्ननाथो निजबलरहितः खाब्धितुल्यं तदायुः । सौम्यैरापोक्लिमस्थैर्दिनमणिचविधू वैरिरंध्राल-**

**यद्यौ तुल्यं कामांकुशैः स्यादथ धनमृतिगौ रिष्फगौ पापखेटौ ॥ १९ ॥**

**અર્થ—**પહેલા યોગમાં ચન્દ્રમા ક્ષીણ હોય અને પાપગ્રહ આઠમે પડ્યો હોય અને આઠમા ભુવનનો સ્વામી કેન્દ્રસ્થાનમાં હોય અને લગ્ન ભુવનનો સ્વામી બળહીન હોય તો વીશ વર્ષની આયુષ્ય જાણવી.

બીજા યોગમાં આપોક્લિમ સ્થાનમાં શુભ ગ્રહ હોય, શનિ અને ચન્દ્રમા છઠ્ઠે અગર આઠમે રહ્યા હોય તો વીશ વર્ષની આયુષ્ય જાણવી.

हीनो स्वर्भानुना वा यदि हिममहसा व्योमनेत्रप्रमाणकेंद्रस्थौ सूर्यमंदौ यदि वपुषि कुजः पुष्कबाणांकुशं स्यात् । शुक्रेज्यावंगयातौ तनयभवनगौ भौमपापावनायुर्जन्मेशः सार्कलग्ने खलशुभसहितश्चेक्षितः स्यादनायुः ॥ २० ॥

અર્થ—પહેલા યોગમાં બીજા, આઠમા અને બારમા સ્થાનને વિષે રાહુ અગર ચન્દ્રમા ન હોય અને બે પાપગ્રહ રહ્યા હોય તો વીશ વર્ષની આયુષ્ય જાણવી.

બીજા યોગમાં શનિ અગર રવિ કેન્દ્રસ્થાનમાં હોય અને મંગળ લગ્ન ભુ-

વનમાં હોય તો વીશ વર્ષની આયુષ્ય જાણવી.

**ત્રીજા યોગમાં** લગ્ન ભુવનની અંદર ગુરુ, શુક્ર અગર મંગળ અને બીજા પાપગ્રહ પાંચમે રહ્યા હોય તો થોડી આયુષ્ય ભોગવે.

**ચોથા યોગમાં** સૂર્યની સાથે લગ્ન ભુવનનો સ્વામી હોય અગર શુભ ગ્રહ પાપગ્રહની સાથે હોય વા તેના ઉપર તે ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો તે માણસ થોડી આયુષ્ય ભોગવે.

**यत्संप्रोक्तं योगजं पूर्वमायुर्होरापारावारपारंगमज्ञैः । तस्मादायुः सारभूतं यदेतत्पुण्याचारश्लोकभाजां नराणाम् ॥२१ ॥**

**અર્થ**—આ જાતક શાસ્ત્રની અંદર ગ્રહને આધારે રહેલા યોગ પ્રમાણે આવરદાના યોગો આવેલા છે; પરંતુ તે આયુષ્ય સદાચારી, પૈશાવાળા અને પુણ્ય કરવાવાળાઓને સારભૂત છે.

**बलाबलविवेकेन पुष्करालयशालिनां । सुमनोभिरिदं देश्यमायुर्धर्मादिशालिनाम् ॥ २२ ॥**

**અર્થ**—આ આવરદાના યોગોમાં સૂર્યાદિ નવ ગ્રહોનું બળાબળ જોઇ વિચારી ફળ કહેવું, કારણ કે બળવાન્ ગ્રહો સાથે રહ્યા હોય તો બરાબર ફળ આપે છે, અને જો નિર્બળ ગ્રહ રહ્યા હોય તો બરોબર ફળ આપે તો પણ થોડી આયુષ્ય ભોગવે.

हृद्यैः पद्यैर्गुंफिते सूरितोषेऽलंकाराख्ये जातके मंजुलेऽस्मिन् । आयुर्दायः श्रीगणेशेन वर्यैर्वृत्तैर्युक्तो बाहुपक्षैः प्रणीतः ॥ २२ ॥

અર્થ—શ્રી ગણેશ કવિએ જાતક શાસ્ત્ર જાણનારાઓને માટે આ "જાતકાલંકાર" ગ્રંથના પાંચમા અધ્યાયની અંદર આયુષ્યના યોગના ૨૨ વૃત્ત વર્ણવેલા છે.

અધ્યાય ૫ મો સમાપ્ત.



# અધ્યાય ६ ठो.



## લગ્નેશ અને ધનેશાદિ બારે ભુવનનાં અનુક્રમે ફળ.

लग्नाधीशेऽर्थगे चेद्धनभवनपतौ लग्न-यातेऽर्थवान्स्याद्बुद्ध्याचारप्रवीणः प्रसमसु-कृतकृत्सारभृद्भोगशीलः भ्रातृस्थानेंऽगना-थे सहजभवनपेलग्नयातेऽल्पशक्तिः सद्बंधू राजपूज्यः कुलजनसुखदो मातृपक्षेण यु-क्तः ॥ १ ॥

અર્થ–પહેલા યોગમાં લગ્નેશ ધન ભુ-વનમાં હોય અને ધનેશ લગ્ને હોય તો તે

માણસ વિદ્વાન, ધનવાન્, પુણ્યવાન, આચાર વિચાર પાળવાવાળો, બળવાન્ અને ઉત્તમ ભોજન જમવાવાળો થાય.

**બીજા યોગમાં** લગ્નેશ ત્રીજા ભુવનમાં અને ત્રીજા ભુવનનો સ્વામી લગ્ને જો રહ્યો હોય તો શક્તિ હીન થાય, ભાઇ બેન તરફથી સુખ મળે, રાજ તરફથી માન મળે, પોતાના કુળને સુખ આપનારો થાય અને પોતાના મોસાળ પક્ષમાં સંપ રાખનારો થાય છે.

**तुर्येशे लग्नयाते तदनु तनुपतौ तुर्यगे स्यात्क्षमावान्ताताज्ञाराजकार्यप्रगुणमतियुतः सद्गुरुः स्वीयपक्षः । लग्नस्थे सूनुनाथे तनुजपदगते लग्ननाथे मनस्वी विद्यालं-**

कारयुक्तो निजकुलविदितो ज्ञानवान्मानसक्तः ॥ २ ॥

અર્થ--પહેલા યોગમાં ચોથા ભુવનનો સ્વામી લગ્ને હોય અને લગ્નેશ ચોથા ભુવનમાં હોય તો પોતાના વડીલોની આજ્ઞામાં રહે અને રાજકાજમાં માન મેળવે; વળી બુદ્ધિવાન, ગુણવાન અને પોતાના પક્ષના માણસોનું અભિમાન ધરાવનારો થાય.

બીજા યોગમાં પાંચમા ભુવનનો સ્વામી લગ્ન ભુવનમાં અને લગ્નેશ પાંચમા ભુવનમાં હોય તો વિદ્વાન, પોતાના કુળમાં નામાંકિત જ્ઞાની અને દાનેશ્વરી થયા.

षष्ठेशे लग्नयाते तदनु तनुपतौ षष्ठगे व्याधिहीनो नित्यं द्रोहादिसक्तो वपुषि सबलवान्द्रव्यवान्संग्रही स्यात् । मूर्तीशे कामयाते मदनसदनपे मूर्तिगे तातसेवी लोलः स्वांतांगनायां भवति हि मनुजः सेवकः शालकस्य ॥ २ ॥

**અર્થ—પહેલા યોગમાં** છઠ્ઠા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય અને લગ્નેશ છઠ્ઠા ભુવનમાં હોય તો તે માણસ પરોપકાર કરનારો, બળવાન, પૈસાવાળો અને અનેક વસ્તુનો સંગ્રહ કરનારો થાય.

**બીજા યોગમાં** લગ્નેશ સાતમે અને સાતમા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય તો તે માણસ પિત્રાદિકની આજ્ઞા પ્રમાણે વર્તનારો થાય તેમ સ્વસ્ત્રીના પ્રત્યે

ચંચળ થાય અને પોતાની સ્ત્રીના કહ્યા પ્રમાણે વર્તનારો થાય.

अंगेशे रंध्रयाते निधनगृहपतावंगगे शूतबुद्धिः शूरश्चौर्यादिसक्तो निधनपदमियान्नृपतेर्लोकतो वा । देहाधीशे शुभस्थे शुभभवनपतौ देहसंस्थे विदेशी धर्मासक्तो नितांतं सुरगुरुभजने तत्परो राजमान्यः ॥ ४ ॥

અર્થ—પહેલા યોગમાં લગ્નેશ આઠમે અને આઠમા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય તો તે માણસ જુગારી, ચોરી કરનારો તથા ઠગ બાજી કરવાના કામમાં પ્રાધાન્યપણું પામે.

બીજા યોગમાં લગ્નેશ નવમે અને નવમા ભુવનનો સ્વામી લગ્ને રહ્યો હોય

તો તે માણસ બહાર ગામ મુસાફરી કરનારો, ધર્મ પાળનારો, દેવોપાસના કરનારો, પોતાના ગુરૂની સેવા કરનારો તથા રાજ્યમાન થાય.

**कर्मस्थे लग्ननाथे गगनभवनपे लग्नगे भूपतिः स्यातख्यातो लाभे च रूपे गुरुभजनरतो लोलुपो द्रव्यनाथः । लाभेश लग्नयाते तनुभवनपतौ लाभसंस्थे सुकर्मा दीर्घायुः क्षोणिनाथः शुभविभवयुतः कोविदो मानवः स्यात् ॥ ९ ॥**

**અર્થ—પહેલા યોગમાં** લગ્નેશ દશમે અને દશમા ભુવનનો સ્વામી લગ્ને હોય તો રાજાના પૈસાનો લાભલેનારો, સ્વરૂપવાન, જગપ્રસિદ્ધ, ગુરૂની સેવા બજાવવામાં લોભી અને પૈસાવાળો થાય.

